॥ ॐ तत्सत् ॥

# અલોપ રત્ન

અથવા

## જતું રહેલું જવાહીર.



કર્તા

રામચંદ્ર અધ્વર્યુ.



કીમત રૂ. ૧-૦-૦ ટપાલ-ખર્ચ રૂ. ૦ ૨-૦

☞ મહેતા મોહનલાલ દામોદરે છાપ્યું—રાજકોટ

# પ્રસ્તાવના.



નાટક જેવો લેખ, અને તે પણ અનુવાદ એટલે ઝાઝું લાંબું પ્રસ્તવન તો કંઇક અંશે નીરર્થકજ, છતાં એ કઇ સ્થીતિમાં લખાયું તે, અને એના મૂળ લેખક સાથે અનુવાદકની હૃદયોર્મી પણ વાંચકને યત્કીંચિત્ પરિચીત થાય એ યોગ્ય જણાયું.

મધ્ય હિંદુસ્થાનમાં આવેલ બરવાણી સ્વસ્થાનના અનેક ઉત્તમગુણ નિકેત નરેશ શ્રીમંત રણજીતસીંહ બહાદુરના અમુક ગુણો તો માત્ર સહવાસીકે પરીવાસી રસજ્ઞોજ સમજી શકે. આપણાં કરતાં શારીરિક બળમાં કાંઇક વિશેષતા ધરાવનાર પ્રો. રામમુર્તી જેવા પુરૂષોને "કળી જુગનો ભીમ" આદી ઉપનાસો આપવામાં ત્હમો યોગ્ય હર્ષ માનો તો આ વિવીધ વિદ્યા વિલાસી ગુણી રાજવીને હું ભોજની ઉપમાં આપું તેમાં તમારે આશ્ચર્ય પામવાનું કે ટીકા કરવાનું કારણ નથી.

શ્રી ભોજને વિદ્વદ્વર્ય કાળીદાસે ઓળખ્યા પણ મ્હારા આ ભોજને પરિપુર્ણ ઓળખવાની 'કાળીદાસ જેટલી' નીપુણતા મ્હારામાં નથી એવું સ્વિકારીશતો ત્હમરૂં આખું મન કાંઇ શાંતી પામશે.

ઉછરતી બાળ વયમાં મહારાજશ્રીની લેખ તરંગીણી "Violetts"ના "The lost Jewel" નામક નાટ્ય રૂપમાં પ્રકાશી. વયના વેગ સાથે આ તરંગીણીનો પ્રવાહ પણ વેગી સક્કમ અને ઝમકદાર થયલો હું એઓશ્રીના બીજા કાવ્યોમાં જોઇ શકયો છું છતાં આ નાટ્ય લેખમાં પણ સહજ દેખાતો

વિદેશીય ભાષા કોષપરનો એઓશ્રીનો સરલ અંકોશ તદુપરાંત શૃંગારના ઉન્નત્ત રૂપેરી શીખર ઉપર સત્ય વૈરાગ્યની સોનેરી ચમક બતાવનારા પ્રૌઢતા પામેલા ગુપ્ત અને માર્મિક વિચારો અને તેને આધારે રચાયેલ પાત્રોની ઘટના આ બધું મ્હારી રસવૃત્તીને (રસિક મનોવૃત્તિને) આકર્ષક, ઉત્તેજક જણાયું. તેં વળી પોતાના આદર્શજીવનના કાંઈક રૂપક તરીકે વર્તાતાં તો હું ખરેખર ડોલ્યો. વિપરીત સંજોગોને વશ થતાં કંઇ કાળથી હત્ પ્રાય થયેલી અને પ્રોત્સાહનને અભાવે વર્ષોથી પ્રલય પામેલી મ્હારી લેખ નટી પુનઃ જાગૃત થતી મ્હને જણાઈ મેં લેખણ હાથમાં લીધી અને વિખ્યાત યૂરોપિય સમરાંગણમાંથી સુરક્ષિત પાછા ફરતા આ શીશોદીયા કુળ દીપક શુરવીર સુભટ રણ પ્રીય રણજીતના આનંદ નિમિત્તને વધાવવા આ અનુવાદમાં વહેવા દીધી. એને ત્હમો શ્લાઘા બુદ્ધિ શું કામ કહો ? પરાયા ગુણપર અંધાર પીછોડો નાંખી આત્મ પ્રશંશામાંજ મગ્ન રહેતી મલીન બુદ્ધિનો ધ્વંશ કરનારી "પરગુણ પ્રશંશક પ્રમોદા" કે સત્ય સ્વિકારક શીઘ્ર "સત્વા" કાં ન કહો ? હા ? સ્વાર્થતો ખરો ? પણ સ્વાર્થ પરાર્થમાં પરમાર્થે શો ભેદ છે વારૂ ? છતાં હું કાંઈ સાક્ષર પંડિત કે કાવ્ય નીપુણ કોવિદ કહેવડાવવાનું અભીમાન રાખતો નથી.

મ્હારી કીંવા કોઈની કૃતીમાં પણ મ્હને આનંદ આવે, રસ પડે ત્યાં ત્યાં મ્હને રસબ્રહ્મના સાક્ષીત્વનું ભાન થાય છે. આવી કાંઇ મ્હને ટેવજ છે અને રસબ્રહ્મના સાક્ષીત્વ આગળ વીરૂપ અભિપ્રાયોની દરકાર પણ શી ? સરૂપ અભિપ્રાયોતો મ્હારા આનંદને વધારે વેગ આપે માટે આવકાર આપીશ આટલું છતાં મ્હારો આ મધ્યેનો સ્વાર્થ જણાવતાં મ્હને સંકોચ નથી.

મહારાજની આશ્રય રસીએ વળગી અંધાર કુપથી બહાર નીકળતાં પ્રિય રસના રસીકોની સમાજમાં સ્થાન પામવાનો આનંદ-

-અભીલાષાની પરીપૂર્ણતા અને કેવળ નીર્જીવ ગણાવાના માન-ભંગથી આત્મ રક્ષણ.

દેહ રચનામાં પ્રત્યેક અવયવોને સજીવ રાખવામા રકતની ઉપયોગીતા જેટલી વ્યવહારમાં પ્રત્યેક કાર્યોના પ્રકટીકરણને ધનની આવશ્યક્તા ન હોત તો મ્હારાં કેટલાએક તરંગી લેખો અને કાવ્ય હું કયારનો જન સમાજને નીવેદન કરી શકતે-જે નથી થયું તેનો મ્હને શોક નથી જે અસંભવિત છે તેનો મ્હને લોભ નથી.

લેખ સંબંધે પૂર્વ દર્શન કરાવવાની આવશ્યક્તા હું જોતો નથી મ્હારાં પાત્રો પોતાની પાત્રતા જણાવશે. લેખ લેખનું લાલિત્ય બતાવશે. સૌ પોતપોતાને માટે બોલવા થોડા ઘણાં જીવવાળાં છે એટલે મ્હને અસંતોષ નથી. છતાં કોઇ કવીને, કોઇ સાક્ષરને, કોઇ વિચારકને મ્હારો કોઈ ભાગ મ્હારો કોઇ વિચાર મ્હારૂં કોઇ કાવ્ય કંઇ રંગ આપશે કંઇ રસમાં ડોલાવશે ધીમેથી હસાવશે આનંદથી હાકાર ભણાવશે કે ક્રોધથી નાકાર ભણાવશે તો એ બધામાં હું મ્હારા લેખની સાફલ્યતા માનીશ.

આ પછી કોઈ રાજા કે શ્રીમન્ત મ્હારી યોગ્યતા લક્ષમાં લાવી મ્હારાં પુસ્તકો પ્રસીદ્ધીમાં લાવવા મ્હને આશ્રય આપવા ઇચ્છશે તો કેટલાએક ઉત્તમ વીષયો પર લેખ લખવા મ્હારી ઇચ્છા છે અને તેની રચના મેં કરી મુકી છે મ્હને વિશ્વાસ છે કે જન સમુહને મ્હારા એ હવે પછીના લેખો નીર્વાણ કે અત્યાનંદ આપનારાં તો નહિ કહેવાય પણ નીઃશંશય સુખ સુચક અને ઉપયોગી તો થશેજ આટલુ મ્હારાથી લખાઇ જાય છે કોણ જાણે શા લોભથી ?

હવે મ્હારે ઝાઝું કહેવાનું નથી માત્ર ઇશ્વરનો ઉપકાર માનતાં એ મહા ભાગોનો ઉપકાર માનવા વીવેકબુદ્ધિ ફરજ પાડેછે

એક શ્રી વાંસદા મહારાજ શ્રી ઇન્દ્રસીંહજી જેમની કૃપા આશ્રયે હું સ્વસ્થાન બરવાણીના મહારાજ શ્રી રણજીતસીંહના દર્શન સમાગમને પામ્યો અને બીજો શ્રી બરવાણી માહારાજનો જેમણે સ્નેહ અને કૃપાથી આ પુસ્તક પ્રસિદ્ધીનો મ્હને પ્રસંગ આપ્યો.

"મ્હારો ઈશ્વિર સદૈવ એ બે મહા ભાગોપર આનંદ વૃષ્ટિ કરો."

વીરપુર

તા. ૨૬ માર્ચ ૧૯૧૬ રામચંદ્ર અધ્વર્યુ.

તા. ક.

ધારવા કરતાં આ લઘુ લેખને છાપવા પ્રેસે વધુ વખત લીધોછે એટલે મ્હારા તરફ સ્નેહ દ્રષ્ટિવાળા કેટલાએક આતૂર રસ ગ્રાહકોની આતૂરતાને મ્હારે કસોટીએ ચઢાવવી પડી છે જે માટે માફી.

વાંસદા- આર. અધ્વર્યુ

તા. ૨૪ જુલાઈ ૧૯૧૬. બારડોલીકર.



# અર્પણ પત્રિકા.



હીઝ હાઇનેસ કેપ્ટન,

શ્રી રણજીતસીંહજી બહાદુર

સ્વ. બરવાણી.

મહારાજશ્રી ?

જે સ્નેહ જે કૃપા અને જે રસનો પ્રત્યક્ષ-પરોક્ષ
સ્વાદ આપના તરફથી મ્હારા બરવાણી
નીવાસમાં હું પામ્યો છું તે સવના નમ્ર
બદલામાં આપશ્રીના લેખનું આ
રૂપાન્તર આપ શ્રીનેજ
સાભાર અર્પણ.



આપનો

સદા

શુભ ચીન્તક કૃપાકાંક્ષી સેવક.

RAMCHANDRA ADHWARIYU.





His Highness Captain, Shri Ranjitsinhji of

BARVANI.

॥ ॐ तत्सत् ॥

# —અલોપ રત્ન

અથવા

# જતું રહેલું જવાહીર.—

સુત્રધાર-

ૐ રાધે હરી શ્યામ, સુખ ધામ, ગુણ ગ્રામ,
યજ જય જય અ તર અભીરામ, અન ત અગોચર વિશ્વ વિરામ;
પૂર્ણ બ્રહ્મ યોગેશ્વર પ્રભુ પદ પ કજ પ્રણુસુ દીન વિશ્રામ,
મધુ કૈટભ ક્રુર અસુર વીડારણ જગ ઉદ્ધારણ તારણ કારણ;
કમળ નયન કમળા પત કેશવ કરૂણનીધી ભવ દુઃખ નીવારણ–રા



વિશ્વરૂપ નાટય ભૂમીના સૂત્રધાર, ધન્ય હો,–જય જગનાથ! આ નાનકડી નાટય ભૂમીના સુત્રધાર તરીકે, તું શક્તિમત પ્રભુની હું અસમર્થ કૃપા યાચું છું. મ્હારી કૃતીમાં રસપુર અને આ મ્હારા સભ્ય શ્રોતાઓને હું આન દ આપી શકું એવી વાણી આપ.—અહો! પણ આ અત્યુત્તમ સમયે કેના સુખની વૃદ્ધિ અર્થે હું યાચના કરૂં?

" કેના વિશષ સુખ કાજ હું આજ યાચું
" કેના વિશેષ ગુણ ગાન મ હી હું રાચું

" આ દૃશ્ય વિશ્વ યદી ભ્રાન્તી વિબુધ ભણતા
" સ્વત્યાગી સાધુ પર કાજ વિશેષ ગણતા."—

નેપથ્યમાંથી )

" ખરવાણી નથ શુરવીર અધિપતી જે
" સદ્ગુણ સર્વ વિભૂષિત મહિપતી તે
" પર કાજુ ઉચ્ચમતી વિક્રમ રૂપ સાચો
" તેના ચીરાયુ સુખ સંપત્ત કાજ યાચો."—

સુત્રધાર—મ્હારાજ મનમાં ઉદીત થતા તરંગોના ઉદ્ગારોનો આ કોણે પ્રતિધ્વની કર્યો. ખરેખર ! ગુણી ગુણં વેત્તી નવેત્તી નીર્ગુણઃ આ વિવેકચારીને હું પ્રેમથી ભેટીશ.

( નટી પ્રવેશ )

નટી—આર્યને પ્રણામ કરૂં છું.

સુત્ર—અહો સૂલલિતે ! અને આ સુંદર વચન પણ આજ મુખ-ચંદ્રનું અમૃત-પણ કહો, આજે તો ત્હમારા મૂખ કમળ પર કોઇ અપૂર્વ આનંદ વીલસે છે. જાણે સૃષ્ટિના કારણરૂપ સ્વયંભુ ભગવાન શંકરે કહેલી અશ્રુત પૂર્વ કથા સાંભળવાથી જગન્માતા પાર્વતીશ્રીના મૂખકમળપર વિસ્તરેલ અલૌકિક આનંદનીજ છાંયા—

નટી—અને એમાં આપ આર્ય ચતુર ભરમાયા—આશ્ચર્ય— શું આપને વિદીત નથી કે જે વીર પુરૂષના વીદેશ ગમનથી આ નાનકડા પણ રમ્ય નગરના તેમજ વિખ્યાત ભોજના વિશાળ ધારાનગરના પુરજનો—કુળદેવીઓ—પશુ પંખીઓ સર્વ શોક મગ્ન જણાતાં હતાં તે સર્વ આજ તે મહા પુરૂષના પુનરાગમનથી આનંદ મગ્ન જણાય છે, ગંભીર જળનીધી પણ આલ્હાદના તરંગો ઉછાળે છે, ઠામ ઠામ

નુતન ચૈતન્ય ભાસે છે, તો મ્હારૂં નાનકડું ઉર છલકાય એમાં શી નવાઈ– પણ કહો આપ કવીવર પણ શા વિચારમાં નીમગ્ન છો ?

સુત્ર—વિશેષ અંશે એજ–વલ્લભે ! દીન જનોના આશ્રયદાતા કલ્પવૃક્ષ સમા અનેક સદ્‌ગુણાલંકૃત એ નરોત્તમના આગમનથી હું પણ વિશ્વ સકળને હર્ષમગ્ન જોઇ શકું છું અને એ હર્ષનુંજ પ્રકટીકરણ કરવા ઉત્તમ વિષય અને ઉત્તમ પ્રસંગ શોધતો એ રાજશ્રીના શ્રી હસ્તે લખાયલા બુદ્ધી કોષના તારણરૂપ " The lost Jewel " નામક અંગ્રેજી નાટકનો મ્હારી રંક બુદ્ધિએ ગુર્જર ગીરામાં કરેલો અનુવાદ આ સભ્યો સમક્ષ કેમ નીવેદન કરવો એ વિચારમાં હતો.

નટી—અહો અતિવ સ્તુત્ય—આ કીંકરી પણ સહાનુભુત છે, કહો શી સેવા કરૂં ?

સુત્ર—પ્રથમ તો કાંઇ કાલોચિત બોધક અને સત્યગામી પદ ગાઇ શ્રોતાઓને ધ્યાનસ્થ કરો પશ્ચાત પાત્રોને પ્રવૃત કરો.

નટી—યથા—આજ્ઞા—

(શીશોટી વગાડી સંજ્ઞા કરે છે પાત્રો
એક પછી એક દશ્ય થાય છે.)

" આ વીશ્વ સકળ રંગ અકળથી વીરાજતું,
મહોદધિ સમાન એ વીચી ઉછાળતું.
અનેક શુભ અશુભ કર્મ પ્રાણીઓ કરે,
ને જન્મ મરણ બન્ધ મોક્ષ ચક્રમાં ફરે.
સહુ કર્મ આપ આપના પ્રમાણ ભાગમાં
સંપત્તી વીપત્તી મગ્ન દષ્ટિ આવતાં.
પણ અંત એક જ્ઞાન વિજય સત્યમાં વસે,
ધર્મીને અંત સુખ પાપી પીડમાં ફસે.

સુત્ર—વાહ ! અતિ ઉત્તમ-વિશ્વના વીચીત્ર રંગોનું પ્રમાણ યુક્ત દર્શન-બલ્કે રણ જીતના નીર્દોષ નાટય લેખનો અને મ્હારા સદોષ અનુવાદનો જાણે સંક્ષીપ્ત સારજ-ઠીક હવે કાર્ય પ્રવૃત થાઓ.

( પાત્રો જાય છે-નટી પણ જવા માંડે છે
એટલે નટી પ્રતી— )

પણ જો જો આ બહુ રસાસ્વાદી અને અનેક ભાષાવાદી ખરવાણીના પુરજનોને આપણી ભાષા કેવળ ઉપહાસ યુકત ન થાય એ જરા ધ્યાનમાં રાખશો—

નટી—ચીન્તા નહિં અને છતાં આતો નીઃશંશયજ છે કેઃ—

" સજ્જન સદાય ગુણમાં વીલસેજ રાતા
" ને હંશ ન્યાય જળથી ક્ષીર કહાડી પીતા
" દુર્જન સ્વભાવ નીત અમૃત વીષ ભાળે
" એ ગુણ દોષ ખળ સાધુ ટળે ન કાળે"—

અહીંતો નીરૂપાયજ છતાં આપ નીશ્ચિન્ત રહેશો પણ લ્યો ! પાત્રોએ તો પ્રારંભ પણ કર્યો છે !

( છડીદારનો અવાજ સુણી-જાય છે. )



## પ્રવેશ ૧ લો.

સ્થળ–રાજ્ય કચેરી ( વીશ્વાસ ગઢની ).
પાત્ર—રાજા–પ્રધાન–દરબારીઓ–મી. કોલા વક્રાજી વીગેરે.
છડીદાર—ધુરંધર મહારાજની જય–સલામ પર નીઘા.
ચારણ—ઘણી ખમ્મા–મહારાજનો વિજય.

રહો રાજ અચલ રહો રાજ અચલ.

દરબારી ૧—નૃપ ધર્મ ધુરંધર તાજ અચલ
,, ૨–૩–કુળ કીર્ત્તી અચળ સતી ધૈર્ય અચલ
,, ૪–૫–નીતી ન્યાય અચલ–સદ્વૃત્તી અચલ
" ૬–૭–પ્રભુ મ્હેર કરો–વિભુ સ્હાય કરો
,, ૮— સુખ સંપત્ત બળ દળ વૃદ્ધી કરો
,, ૯-૧૦-આરોગ્ય રહો–દુઃખ દુર કરો
,, ૧૧-૧૨-દીર્ઘાયુ કરો–જય માળ વરો.

ધુરંધર—( ગાદીને સલામ કરી ).

" ખરે આ રાજ્યની સત્તા પરમ મદમસ્ત કરનારી
" વહે જો ન્યાયને પંથે સદા સુખ સ્વર્ગ દેનારી
" નીરંતર એ છતાં એમાં રહે જે મૂઢ જન મોહી
" ગુમાવે વ્યર્થ તે આયુગણાયે દેહનો દ્રોહી."

ભલે સુંદર સુખો ભાસે રહ્યાં આ રાજ્યની સાથે
સુરખ લલચાય એ પેખીઝઝુમે કષ્ટ કંઈ માથે.

વિરાજી ઉચ્ચ આશને અનેક રંગ માણીયે
જવાબદારી ભારી તોય આપની પ્રમાણીયે
સંરક્ષવાને જાનમાલ સર્વ કંઇ પ્રજાતણું,
સંસ્થાપવા સુધર્મ ન્યાય નીતી રીતી આંગણું.

( પ્રધાન સામું જોઇ )–કહો પ્રધાન શા વર્તમાન.

પ્રધાન—સર્વથા સંતોષકારક મહારાજ.

" પ્રતાપી આપ રાજ્યમાં સુશાન્તી વાયુ વાય છે
" સુસંપ જંપ નીતી ધર્મ સર્વદા પળાય છે
" વીદ્વાન મુર્ખ સાધુ ધુર્ત ન્યાય ઉચિત થાય છે
" પ્રસાદ દંડ યોગ્ય આપ સર્વથા મનાય છે."

૧ લો દરબારી–નીઃશંશય.

પ્રજાના હીતને કાજે સદા તું જાગ્રતી રાખે
પ્રજાના પાળ સૌ દેવો સુભાશીષ સર્વદા ભાખે.

૨ જો—સનાતન ધર્મને સેવી પ્રજાને પુત્ર સમ પાળો
વિજય જ્યાં ધર્મનો વાસો પ્રભુ પરીતાપને ટાળો.

૩ જો—પ્રજા વાત્સલ્ય ત્હારાથી અમીનો ઓઘ રેલ્યો છે
પ્રજાના વૃંદની માંહી પરમ વીશ્વાસ ફેલ્યો છે.

૪ થો—મહાત્મા રાજ્ય ત્હારામાં સદા સુખ સંપ સચવાયે
કળા વિદ્યા વધી આગળ પ્રજા વિશ્વાસને ન્હાયે.

રાજા—ઠીક ! હું અતી પ્રસન્ન થાઉં છું અને વિશ્વાસનેજ આ-
નંદના કારણરૂપ મહાયંત્ર માનું છું કારણઃ–

જગત વિશ્વાસથી ચાલે જગત વિશ્વાસમાં મ્હાલે
પશુ પંખી મનુષ્યો સઉ સદા વિશ્વાસમાં હાલે
અધમ પાત્રો અધમ કૃત્યો અપિ વિશ્વાસ દષ્ટિથી
દીસે સંસારમાં નીત્યે ભર્યા સદ્ ધર્મ વૃત્તીથી
ખરે વિશ્વાસનું ગૌરવ જગતમાં ઉચ્ચ ભાસે છે
સરલ વિશ્વાસમાં સાચો સદા આનંદ વાસે છે.

દરબારીઓ—પરમ સત્ય–પરમ સત્ય.

( નેપથ્યમાંથી ).

વફાજી—વધાઇ-વધાઈ- ઘણું જીવો. ચીરંજીવ રહો રાજ કુમાર.

સફળ સંસારમાં સાચું પરમ સુખ દંપત્તીનું-જે
પરસ્પર પ્રેમના આદર્શ રૂપી સંતતીમાં છે.

( વફાજી પ્રવેશ ).

વફાજી—સુભગ દીન આજનો રૂડો સુમંગળ હર્ષ સુખકારી
ધુરંધર ધર્મી રાજાને વધાઇ પુત્રની પ્યારી.

દરબારીઓ—ધન્ય હો-ધન્ય હો.

અનુપમ ભાગ્યનો ભાનુ ઉભય રાજા પ્રજા કેરો,
ઉગ્યોછે આજ આ રાજ્યે સફળ સંસારમાં ફેરો;
કૃપાળુ વિશ્વ કર્તાની કૃપા અત્યન્ત ફળદાઈ,
રહી છે વિશ્વમાં આજે પ્રભા આનંદની છાઇ.

કંચનીઓ—આવો સહુ આવો આનંદે-ગાઓ નાચો છંદે,
વધાવો ઉમંગે કુંવરની વધાઇ.

આવો સહુ આવો.

જય જય જય વિજયકાર કુશળ કુશળ રહો કુમાર,
ધર્મ ધુરંધર ભૂપ પ્રતાપ અચળ અચળ ઝાસો.

આવો સહુ આવો.

રાજા—જે વિશ્વાસ મંહી વસે વિશ્વ સકળનો શ્વાસ,
તે વિશ્વાસ મહાત્મ્યથી કુંવર ચીરંજીવ આશ.

જય જય-આવો સહુ૦

વિશ્વાસના ગૌરવ ગાન પ્રસંગે વિશ્વાસનાજ ફળરૂપ પ્રાપ્ત થયેલા આ કુમારને "વિશ્વાસ" નામથીજ બોલાવવા મ્હને ઉમંગ થાય છે.

દરબારીઓ—ચીરંજીવ રહો રાજ કુમાર “ વિશ્વાસ ”.

મી. કોલ્હા—( રાજા સમિપ ઠાવકે મ્હોંએ જઈ સલામ કરી માથું અંજવાળતો ) મહારાજ અભીનંદન-

“ જો કે સુમંત્ર વિશ્વાસ અતી સુખાળો,
છે સત્ય તોય મર્યાદ અગત્ય ભાળો;
સર્વત્ર વર્જ્ય અતી બુદ્ધી મતા કહે છે
રક્ષા પ્રબંધ યુવરાજ તણો ઘટે છે. ”

દરબારીઓ—જરૂર—જરૂર—

રાજા—તો તો મી. કોલ્હા ત્હમો પણ મ્હારા પરમ વિશ્વાસને પાત્ર છો તો મ્હારા “ વિશ્વાસ ” નું રક્ષણુ કરવાના અધીકારપર ત્હમનેજ નીયત કરવામાં આવે છે.

મી. કોલ્હા—( પ્રસન્ન થતો ) મહારાજની આજ્ઞા—બાકી મહારાજના દરબારમાં વિશ્વાસુઓની ખામી નથી છતાં કૃપાનાથની કૃપાને પાત્ર રહેવા પ્રયત્નશીલ થઇશ.

સર્વે—જય જય જય વિજયકાર કુશળ કુશળ રાજ કુમાર.
ધર્મ ધુરંધર ભૂપ પ્રતાપ અચળ અમર ઝામો.

આવો સહુ આવો આનંદે—

( સર્વ જાય છે. )



# પ્રવેશ ૨ જો.



સ્થળ—ધોતાળનું મકાન.

પાત્ર—ધોતાળ, બગલી, પલ્ટુ.

ધોતાળ— ૨

મોટો અન્યાય વિધીનો થાય આ જગમાંય
આ આ આ આ આ આ એક જગાય જન્મે છતાંય
એક પુજાય બીજો પીડાય, આ શું કહેવાય.—મોટો અન્યાય.
એવા અદૃષ્ટને શેં વશ રહેવું ભાગ્ય પોતાનું પોતે રચી લેવું
યત્ન કરી મતી યોગ કરી અધીકાર વરી સુખ શેં ન લેવું
જાગ જાગ ઇર્ષા આગ ભીતી ભાગ લાગ જમાવું—મોટો અન્યાય.

(બગલી પ્રવેશ).

બગલી—કાં ઠાકોર સાહેબ, આજતો આપને આનંદ થવો જોઇએ. કુંવર જન્મની મંગળ વધાઇ તો આપે સાંભળી હશે, હર્ષને બદલે આપની મુદ્રાપર આજે શોક કેમ ?

ધોતાળ—હેં—બસ—મ્હારી આશાનું સીકું તુટયું ?
અરે ચંચળ ચપળ કીસ્મત ધુંવાના બાચકા જેવું
ખરેખર મુર્ખતા મ્હારી નીરર્થક આશમાં રહેવું
ઠુંકું કીસ્મત બુરૂં કીસ્મત દગાના દોરમાં ઝુકે
સમા હું કંઇક હીણુ ભાગી સદા સંતાપમાં સુકે
ઉમેદો આશમાની કંઇ ચમકતી અવનવે રંગે
પલકમાં જાય છે પલટી ધુતારી આશને ઢંગે

બગલી—કાં શું થયું ?

ધોતાળ—જાણ્યા છતાં શું પુછે છે ? મ્હારા ચીન્તાગીને શા

માટે પ્રદિપ્ત કરે છે જાણુતી નથી.

"તૃષ્ણાના તાપથી જળતા જીગરને આજ આ ત્હારી
વધાઇ માનતું નીશ્ચે નથી લવલેશ સુખકારી
ગરજતા તોપના નાદો બુઝાવે લોભ મ્હારાને
શમાયે આશની લહરી નીરાશા વારીધી જઇને."

બગલી—પણ આમ એકદમ નિરાશ-
ધોતાળ—તો હવે કયાં રહી આશ-
બગલી—પ્રયત્નથી સર્વ સધાય,
ધોતાળ—એતો વારૂ કહેવાય,
બગલી—પુરૂષાર્થ શું ખોટું છે?
ધોતાળ—પ્રારબ્ધ મોટું છે.
બગલી—કાયરની વાણી છે.
ધોતાળ—દુનિયાએ માની છે.
બગલી—પણ તગદીરતો પાંગળું છે.
ધોતાળ—તોએ જગત આંધળું છે.
બગલી—કંઈ નહિ-હૈયામાં હામ હોયતો કામ પાર છે.
ધોતાળ—ખાલી તકરાર છે.
બગલી—દાખલા તૈયાર છે.
ધોતાળ—તો શું મ્હારી મુરાદ પળી શકે છે?
બગલી—હીંમત હોય તો ફળી શકે છે.
ધોતાળ—સલાહ.
બગલી—સીધી રાહ-પણ કાંઈ પાર-એકથી હજાર.
ધોતાળ-પણ હરીફની ખડક..
બગલી—બનાવો સડક
ધોતાળ—એટલે
બગલી—કાંટો કહાડો તો મળે.
ધોતાળ—રસ્તો.

બગલી-- એસ્તો
ઘેતાળ-કુંવરની ચોરી?
બગલી—ઉદયની દોરી.
ઘેતાળ—મદદમાં કોઇ,
બગલી—લેશું જોઇ.
ઘેતાળ—પણ નામ,
બગલી—સૌ લાલચના ગુલામ.
ઘેતાળ—તો પણ બોલ
બગલી—આપો કોલ
ઘેતાળ આ વણુ બોલ
બગલી—એમ-(ઘેતાળના કાન પાસે જઇને) (હાથનો ચાળો)
ઘેતાળ-(વિચાર કરતો) શંખનારથી તો માનશે પણ કોણ?
બગલી—એ ચીન્તા છોડો આ બંધી મદદગાર છે હુશીઆર પણ
ત્યાં કમર કસો તો બ્હેડો પાર.
ઘેતાળ—તો તો તું ભામાને હું ભરથાર
બગલી—પણ પછી તો ઠાકોરનાં થશે મોંઘાં મૂલ
ઘેતાળ—અરે વાહરે મ્હારી બૂલ બૂલ.

૩

વાહ વ્હાલી બુલ બુલ મીઠડી પ્યારી
જાઉં જાઉં તુજ હીંમતપે વારી-છબીલી મ્હારી બુલબુલ.
કપટકળામાં કુશળ ચડપ દીધ પ્રદય વિપત્તી વીઅરી
પ્રેમ રાજ્ય આ તુજને સોંપુ કરૂં પાટની રાણી
અધીકાર હીંચોળે હીંચુ હઉં સુખ સરવ હું આણી-છબીલી.

બગલી—વાહરે મ્હારા રસીક રંગીલડા પ્યારા
અલબેલા છેલૈયા છો મ્હારા છોગાળા છેલ-રસીક રંગી૦
ચતુર વચન આ તહમને આપું અબળા પણ ગુણ ન્યારા

તરકટ કંઇ કંઈ નવા રચીને ખેલ ઝમાવું સારા
બગડી બાજી હઉં પલટાવી નવલ પ્રીતમ વર મ્હારા—
છોગાળા છેલ૦

( પદ્દુ પ્રવેશ )

પદ્દુ—( સ્વગત )—અરે આતો બગલી ?

અરે એ બગલી બગલી દુનિયાને કીધી પગલી
રંગે રૂપેરી ઢગલી અંગે દગાની ડગલી.

બગલી—( ધોતાળ હાથ પકડવા જાય છે એટલે ) નહીં ઠાકોર
હજીતો હું કુંવારી છું.

પદ્દુ—શે આતો હજી કુંવારી—બાળ કુંવારી–નદી કીનારે ચાંચ
સમારી પાંખ પસારી મુદ્રા ધારી ધ્યાન ધરીને જોગ કરીને
કંઇ મચ્છોને દીધા મારી તોયે હજી એ બાળકુંવારી—

ધોતાળ—કેમ ત્યારે સેટલ

બગલી—શંખભારથીનું ત્હમારે ને કોલાનું મ્હારે–ઠીક રજા લઉં છું
( જાય છે ).



# પ્રવેશ ૩ જો.



સ્થળ—શંખભારથીનું મકાન.

પાત્ર—શંખભારથી—ફજેતો, લટ્ટુ, ધોતાળ.

શંખભારથી— ૫

તરકટી વીણુ ઉર તરસાયે
અંતર ચ્હેન પડે નહિ ઘડીએ—તલપ તલપ
જીવ થાયે તરકટી૦
જ્યાં જ્યાં નેણુ વહે મુજ ત્યાં ત્યાં તરકટી નજરે આવે
તરકટી વીણુ આ સૃષ્ટી સારી નીરસ નીરસ નહિ ભાવે—
તરકટી—

માગી શું નખરાંદાર—બીજી રંભાનો અવતાર—હું પણ છું સરદાર—વાહ શું સોહામણું મૂખ દર્શનથી ઉપજે સુખ, અરે ફજેતા—ફજેતા—માગો ઉંઘણુશી ઉંધ્યાજ કરે છે—ફજેતા ?

ફજેતો—( આંખ ચોળતો ચોળતો) દાદા—

શંખ—અલ્યા ત્હને કાંઇ ચીન્તા ખરી કે—ખાવુંને ઉંઘવું એજ

ફજેતો—તે દાદા આપને પણુ શી ચીન્તા છે ?

શંખ—કેમ રાંડના-જોને આ હું ખાતે પીતે સુકાઇ જાઉં છું તે.

ફજેતો—તે આપતો એકમાંથી બે થયા કેને ? મ્હારે કાંઇ એમ છે ?

શંખ—લે વારૂ ! વારૂ! પણુ તું પેલી સાડીને પોલકું આપી આવ્યો કે ?

ફજેતો—( સ્વગત ) કમબખ્તી, આપણે તો યાદ ન રહ્યું ને આ દાદો હવે હોકાની નળી નહિતો ગધેડાનો ચાબક અજમાવવાના-પણ લાવને હા એ હા ઠોકી દઉં, કોણુ જુએ

છે. ( ચાશન ) જી હા આપી આવ્યો અને કહેતો આવ્યો કે આજ સાડીને પોશાકુ પહેરી આજે આવજો. ( પાછળથી સાડી સંતાડે છે ).

( લહુ પ્રવેશી છુપાઇને સાંભળે છે. )

શંખ—બહુ સારૂં કર્યું બહુ સારૂં કર્યું—દીકરા ફેકુને એ આપણે ઇનામ આપશું.

ફજેતો—તે શું ઇનામ આપશો.

શંખ—વળી કેથે લાકડે માંકડું વળગાડી આપશું. પણ આ માળી રૂપાળી તો છે નહીં. અહ્યા કેને આપણું ઘર દીપાવશે કે નહીં.

ફજેતો—હારે-દાદા-દીપાવશે શું બધું ઝગઝગ સળગાવશે.

શંખ—શું એની આંખ, ને શું એની ચાલ.

ફજેતો—(સ્વગત) અરે વાહ આંખતો જાણે આંકડાંના ફુલ ને ચાલ તો જાણે ત્રણ પગું ટટ્ટુ.

શંખ—કેવી નાજુક !

ફજેતો—જાણે ઘોઘેરી ભેંશ.

લહુ—( સ્વગત ) ( ચોપડો કહાડીને ) લે આપણે તો હીસાબ કરવા આવ્યા આતો વળી બીજો હીસાબ થતો લાગે છે. આતો વળી લહુના પણ લહુ લાગે છે. રાંડ જબરી જણાયછે: નામ તો એજ વાહરે ચળકતી ચલ્લી-હું તો જાણતો હતો કે હું એકલોજ આશક છું-પણ આતો બીજી બલા નીકળી—અને એ પણ બે બાજુ ઢોલકી વગાડતી જણાય છે. પણ ( ગુસ્સામાં ) આ લહુ આગળ એ ચાલે એમ નથી. વગર વ્યાજે રૂપીયા ધીરીયે તે કાંઇ એમને એમ નહિ. બસ આજે વાત—નહિ એ નહિ ચાલે ધુધકે દેહી બેવંડુ તો નહીંજ—પણ આપણા બાપનું શું જાય છે ? ભલેને ભટકે!

અને કોણે જાણ્યું કે તે આ મુરખના સરદારને કોઠું આપતી હશે? પણ કહેવાય નહીં. કળજુગની કૃત્યા પણ

સખ—આ બેટમજીને તો બનાવવા જોઈએ. કેમ કરૂં. લાવને આ સાડીજ પહેરી લઉં?

(સાડી પ્હેરે છે).

શંખ—પણ ફ્જેતા અરે ફ્જેતા—અરે વળી પોલ.

(વિચારમાં પડી જાયછે).

ફ્જેતો—દાદા, દાદા—[ શંખલારથીને વિચારમાં જોઇ.] વળી ભેજું ગેપ—લે ચરવા ગયા લાગે છે—અરે દાદા નકી કોશંબો ચઢ્યો કાંઇ હુંગણુ નથી થયું—દાદા દાદા.

શંખ—કેમ કેમ રાંડના બુમો કેમ મારે છે?

ફ્જેતો—તે મ્હને આપે બોલાવ્યો!

શંખ—બોલાવ્યો નહિ ત્યારે શું બગાડયો? પણ એ કયારે આવવાની છે? તે આવશે અને આ તનડું ઠારશે.

ફ્જેતો—એતો શી ખબર, પણ હવે આવવી જોઇએ.

શંખ—એમ કે ત્યારેતો હું જરા સુઈ જાઉં છું. કહેજે કે દાદા જરા સુતા છે હમણાં ઉઠશે (સ્વગત) જોઉં તો ખરો એનો પ્રેમ જરા રીસાવું પણ જોઇએ—જરા છણકો એ પ્રેમમાં તો આવડવો જોઇએ.

ફ્જેતો—ને તે આવે અને તમે સુઇ જાઓ દાદા? મ્હારે શું હું તો કહીશ ત્હેમારા દાદા જરા સુતા છે.

શંખ—અરે તેના દાદા કે ત્હારા, રાંડના ફોટયો કે?

ફ્જેતો અમારા બંનેના

શંખ—ત્યારે એમ કહેના—જો ત્યારે હું આરામ કરૂં છું હું જરા માનથી બેસારજે ને જરા ઠીક બોલજે અને કહેજે દાદા જરા રીસમાં છે. જોઇએ શું કહે છે?

ફ્જેતો-વારૂ.

( શંખભારથી સુઇ જાય છે લદે આવે છે' )

" લે આતો આવી ને આ પીરની દરધા તો ખરેખરજ ઘોરતી લાગે છે. લાવને હું એ જરા બનાવું (લદે તરફ) દાદાએ કહયું છે ઠીક બોલાવો ને બેસાડો.

ઓહો આવો આવો પધારો.

લદુ—ઉંહું ઉંહું

ફ્જેતો-કેમ કેમ પધારો પધારો-ના સરમાઓ આ ઘરને પોતીકું જાણો રંગ જમાવીને સુખ માણો આવો આવો.

લદુ-ઉંહું ઉંહું

ફ્જેતો—ઓય ઓય આતો વળી ઉંહું ઉંહું-માન આપીને હું બોલાવું, દાદા કેરો હુકમ બજાવું, કોતો આંગણીયાં છટકાવું, સરસ સાથીઆ બહાર પુરાવું. [ સ્વગત ] ફુટયાં મોતી ત્હમો વધાવું, બારણીયે બાવળ રોપાવું ( પ્રકાશ ) સરસ સ્હેજ ફુલે સમરાવું, ( સ્વગત ) ને માંહે ગોબરૂ પથરાવું.

લદુ—ઉંહું ઉંહું

ફ્જેતો-લટકાળી દાદાના વ્હાલાં મુજને પણ લાગો બહુ કાલાં, હવે શરમના છોડો ચાળાં-ભોજન ભાવે કરો રસાળાં

લદુ—ઉંહું ઉંહું

ફ્જેતો—કેમ દાદા વીના ગમતું નથી ? એ દાદા નીંદ્રામાં ઘોરે-આપતો આવ્યાં બરે બપોરે-મુજને કહ્યું છે બેસો ઓરે કે આ જટ બીછાવું મોરે.

લદુ-ઉંહું ઉંહું

ફ્જેતો-કહો તો હુંતો તુરત જગાડું, કહોતો ઘંટા પછી ઉઠાડું, જો ચાહોતો શંખ વગાડું કે નોબતને કહોતો ગગડાવું.

લ્હુ-ઉંહું, ઉંહું.

ફજેતો-કાં એમ કેમ? જે જોઈએ હાજર અહીંયાં માગો, શ માટે આઘેરાં ભાગો, શરમ કસમ દાદાના ત્યાગો, મ્હારાં તે તમે દાદી લાગો.

લ્હુ- ઉંહું ઉહું

ફજેતો-લે આતો ઉંહુંને ઉંહુંજ, હવે એનું તે ઓસડ કેમ થાય, લાવ દાદાનેજ જગાડું-દાદા એ દાદા ( પાસે જઈ મોટેથી ) એ દાદા -

શંખ-કેમ રાંડના બુમો કેમ પાડે છે? ત્હારો બાપ બાપ મરી ગયો?

ફજેતો-ના દાદા!

શંખ-તો શું છે?

ફજેતો-અરે પણ આમતો જુઓ.

શંખ-(જુએછે) હેં હેં ઓ આતો નખરાળી જાન, કુરબાન કુરબાન, લે પણ આતો ઘુમટડો કહાડયો છે. [સ્વગત] આ રાંડનાની શરમ લાગતી હશે, લાવ એને કહાડું બ્હાર અને પછી બતલાવું પ્યાર. અરે ફજેતા ફજેતા-

ફજેતો-દાદા, દાદા,

શંખ-જા જા જલ્દી જા, તંબોળી દુકાને જા, પૈસાનાં તો પાંન લાવ, પૈસાના સોપારી લાવ, બે પૈસાનો કાથો લાવ, લવીંગ દોડાને તજ લાવ, જાયફળને જાવંત્રી લાવ, લે રૂપીયો સઘળું લઇ આવ ને પાછો જલદીથી આવ. [ પણ આમતો માળો વ્હેલો ચાલ્યો આવશે માટે જરા વધારે કામ સોંપું) અરે ઉભોરે-ઉભોરે થોડી મીઠાઇ પણ લેતો આવજે. થોડી જલેબી, થોડાં જાંબુ, થોડાં ખાજાં, થોડી કચોરી, કંઇ સાંટાં, કંઈ ઘેબર, કંઇ મોહનથાળ, અમૃતથાળ, ઘમરઘંટ, સુશળકંદ, થોડો મેવો સુકો ને થોડો મેવો લીલો, વળી મોદીને ત્યાં એ જતો આવજે. ઘર વાખરો પણ લેતો આવજે. બે મણ ચોખા, બે મણ દાળ, બે મણ ઘી ને બે મણ ખાંડ, બે મણ આટો. બે મણ ગોળ. બે મણ તેલ ને બે માગ

ખોળ, લાકડાં મણ સાડા ત્રણ. વળી ફેરામાં ફેરો ભાભારામ ભમશાળીના ભાણીયાની ખબર લેતો આવજે. હીરીયા હજામને, ધનીયા ધોબીને, મરઘા મોચીને બોલાવતો આવજે ને સાંઝ પડતાં વ્હેલો આવજે.

ફજેતો–તે દાદા લગનની મ્હોકાણ પણ આજેજ છે તે ફુલ હાર, કલગી, ઘોડો, બામણને લાકડાં બધું ભેગુંજ લાઉંના.

શંખ–હા-હા-ભેગું ભેગું જા જા.

(ફજેતો છુપાઇ જાય છે)

કેમ, છેટાં ઉભાં-આવોને-બોલતાં નથી તે રીસાયાં હશો-હું તો ત્હમારોજ વિચાર કરતો હતો. જરા મનમાં એમ કે જોઇએ, થોડો વખત બોલવું. આ ચુંદડી તો ત્હમને બહુ સારી લાગે છે. મોડું તો બોલો.

લટુ—ઉંહું ઉંહું (જરા તડકાવું)

શંખ–વાહ એ તે કાંઇ ચાલે. (પાસે જઈ હાથ પકડવા જાય છે.)

લટુ—ઉંહું ઉંહું. (છણકો કરી શંખભારથીનો હાથ તરછોડે છે).

શંખ–અરે વાહ જરા જોતો ખરી આશું મેલ મેલ.

(૬)

મુક મનનો મેલ મધુરી મ્હારી લાડકડી દીલજાન,
જરા નેન મીલાવી જોને સામું છોતું મ્હારા પ્રાણ.

લટુ--ઉંહું ઉંહું.

શંખ–લટકાળી મન ભ્રમર લુબ્ધ તુજ પ્રેમ, ચટકાળી રસરંગ રમો શુભ નેમ (હાથ ગળામાં નાખે છે)

લટુ—(છણકાથી) જાઓને ધુતારા, ખાલી ખેલોના મચાવનારા લોભી ને લુટારા મ્હને છોડો જે આ ઠામ.

શંખ–વાહ વાહ–તે હું તો લોભી.

લટુ--હા, હા, ખોટી લાલચો બતાવી ભોળી ભામાને ભમાવી સરે ગરજ તજીને લુચ્ચા કરો બદનામ.

શંખ-ના ના રે મુજ પ્રાણ તણી પટરાણી.
લદ્દુ—હા હા રે બધી કપટ કળા મેં જાણી.
શંખ-ઘેલી ગુમાની એ નાર મુને કરો ભરથાર,
લદ્દુ—છોજી પાજી ને ગમાર મોટા ઉલ્લુના સરદાર.

શંખ-ખેર હા, બધી હા, હા એ હા,
પણ શરમ ત્યજીને દે તું ચુંબન જાન-મુક મનનો મેલ૦
(ચુંદડી પકડે છે) (ફજેતો પ્રવેશે છે).

ફજેતો-દાદા, દાદા, ધોતાળ બાપુ પધાર્યા.
શંખ-તે રાંડના તું બજાર ગયો નથી ના!
ફજેતો-પણ બાપુ પધાર્યા તે
શંખ-કોણ, કોણ?
ફજેતો-અરે ધોતાળ બાપુ ધોતાળ બાપુ. શું પ્રેમમાં કાન પણ ગેપ.

શંખ-હેં હેં હવે?
(લદ્દુ ચુંદડી કહાડી નાશી જાય છે ધોતાળ પ્રવેશે છે).
ધોતાળ-કેમ સરદાર

શંખ-(ગભરાતો ગભરાતો) હેં હેં ઓહો ધોતાળ બાપુ. પધારો પધારો આજ કંઇ આપનાં પગલાં (ફજેતાને) રાંડના આ સંતાડ (ચુંદડી બતાવે છે) (ધોતાળને) સેવકનું ઘર પાવન કીધું. બીરાજો બીરાજો.

ધોતાળ-કેમ કેમ સરદાર કાંઇ બહુ ગભરાટમાં (ફજેતો ચુંદડી સંતાડતો જોઇ) અને આ શું છે? જોઇએ છોકરા, અરે આતો ચુંદડી. કેમ સરદાર કંઈ શીકાર છે શું?

શંખ-ના રે ના બાપુ. એતો એક વેપારી કપડ લઇ આવ્યો હતો. આ ચુંદડી રહી ગઈ ભુલમાં, અહીં કોણ છે જે ચ્હેરે, કીધું તેને પાછી આપી આવ.

ધોતાળ-વેપારીનું નામ?
શંખ-નામ-ફજેતા, એનું નામ?
ફજેતો-તરકટી.
શંખ-મેર રાંડના.

ધોતાળ-શું તરકટી! પેલી છોકરી! હમારા નોકરની બ્હેન ત્યારે એમજ કહોને સરદાર કે તમો છો તરકટીના તલપગાર-તો એમાં શી છે વાર?

શંખ-અરે ના રે ના બાપુ, એતો છે ગમાર. (ફજેતાને) ચુપ રાંડના જો બોલ્યો તો.

ફજેતો-ત્યારે તરકટી નહીં તો શું શાહુકાર છે?

શંખ—ચુપ
ફજેતો--આ ચોળાયલી ચુંદડી પુરવાર છે.
શંખ—અરે રાંડના ફજેતા-તું તો ફજેતીમાંજ હુશીયાર છે.
ધોતાળ-તો સરદાર શરમમાં પણ શું સાર છે? એતો સમજાયું કે તરકટી પર ત્હમને પ્યાર છે. કેમ ખરૂં ને.

શંખ—બાપુ એતો જરા-
ધોતાળ-કંઇ હરકત નહિ. એતો થશે, પણ એથી પણ વધારે સારૂં થશે.
શંખ-(બોચી ખજવાળતો) એટલે?
ધોતાળ-તરકટી પણ મળશે અને સારા અધીકારનું પણ ફળશે.
શંખ—હેં! બાપુ શું?
ધોતાળ-મદદનું વચન આપો તો કહું.
શંખ—વચન-બાપુ વચન વીના પણ આપનો તો હું મીત્રજ છું છતાં આ વચન-હવે ફરમાવો.

ધોતાળ-એ કે રાતના મ્હારી સાથે મ્હેલે આવો. કુંવરને લાવો-

કહી છુપાવો મ્હારે છે રાજ્યનો દાવો ને ત્હમારે લા-
ડીનો લ્હાવો

શંખ—( સ્વગત ) બચ્ચા- કામ દેખું અટપટું પણ તરકટીનું
ભોગવટું ( પ્રકાશ ) ઓહ એમાં શું. મીત્રને માટે પ્રાણની
પણ પરવા નથી અને કામ કંઈ કઠણ નથી પણ તરકટીનું
તો ચોકસ કે નહિ.

ધોતાળ-અરે સરદાર, જ્યારે ત્હમો મીત્ર માટે આપો છો પ્રાણ,
તો પછી તરકટીની શી તાણ, એતો સમજો મળી પ્રમાણ
અને હવે છે મ્હારે બીજા કામની ખેંચાણ માટે જાઉં છું
આજે પાર્ટીનો પ્રોગ્રામ છે. રાતના આઠ બજે ત્હમે પણ
આવશો, ભુલશો નહિ. ( જાય છે ધોતાળ )

શંખ-હાશ, તરકટી તો જાણે હવે આપણી થઈ ચુકી પણ આ
કામ કકુરૂં છે. હશે, જોઈએ. હરી ઇચ્છા ! અરે ફજેતા

ફજેતો-દાદા.

શંખ-કેમ રાંડના અંહીજ હતો કે ? બધું સાંભળ્યું હશે પણ
ખાનગી રાખજે કેમ હવે તરકટી તો આપણી થઈના—

ફજેતો-હા દાદા આપણી થઇ પણ આ વગર ફોકટની તાળણ
શી એમાં તો પાછળથી થશે કાપણી અને પસ્તાવાની
માપણી.

શંખ-ચૂપ, ખાનગી વાત બોલીએ નહિ. જા-

ફજેતો-હવે ખાનગી તે ખાનગી--ખાનગીની બ્હેન ફજેતી ને
ફજેતીની ફોઇયાત માશીનો દીકરો હું ફજેતો.

( જાયછે )

---

# પ્રવેશ ૪થો.



સ્થળ—મી. કોલ્હાનું મકાન.

પાત્ર—મી. કોલ્હા-કચરો-બગલી.

મીસ્તર કોલ્હા—

(૭)

વાહ વાહ મળ્યું શું પદ ભારી બાજી જમાવી મેં સારી
વશ કીધા રાજા અધીકારી-બુદ્ધિ તણી શી બલીહારી
ભલે બી. એ. થાઓ-ભલે એમ. એ. થાઓ
સૌ ફોકટ ફાં ફાં છે ભારી
અવળા ધંધા મુરખ અંધા સૌ રહેવાના ઢોરો ચારી
બસ અગડં બગડં લટપટ સટપટ ચાડી ચુગલી સરદારી
વાહ—વાહ—

ભલે હોય નહિ રૂપ કે રંગ નરમાં
ભલે હોય નહિ જાત કે ભાત ગરવાં
છતાં બુદ્ધિનો અંશ જો હોય અંગે
જીતે ફાંકડાં જાય જ્યાં સર્વ સંગે

નહિતો આપણે પણ વળી કોણ—મનમાં તો જાણીએ કે સૌ પોલં પોલા પણ આજે તો બન્યા છીએ મીસ્ટર કોલ્હા તાકાત કોઈની આપણા કામમાં કાંટો નાખે પણ હજી વાર છે જોશું. બોય ?

કચરો—જી.

કોલ્હા-લપોડશંખ, મ્હેતાજીને બોલાવ—

કચરો—જી. (સ્વગત) બેટો રેતીમાં બંગલા બાંધે એવો છે સુ-
કાન વીનાજ વહાણ, પણ રંગ છે ભાગ્યને—બાકી કાલે

સુધરાઈ ખાતાના પાવડા તો હુમે બન્ને સાથે ખાંધે ચઢાવતા અને ખાંધ પણ પડેલા છે. આજે એને વળી લ્હેર છે પણ માળો બહાદુરે ખરો. કાગડાના મોડામાંથીયે પુરી પડાવી લેય, ઘડનારે તો એનેજ ઘડયો છે. અને છે પણ રંગીલો-પૈસો તો પાણી, આપણે પણ એની લ્હેરે લ્હેર છે પણ એમાં એને શું. લેંશ મરો ભાટીયાની ને ઉંટ મરો રાજાનું, પારકે પૈસે દીવાળી, પણ શું ચાલાકી, મોટા મોટા નવલખા પણ પોઈશ, હશે આપણે શું, કરશે તેવું ભરશે ને વાવશે તેવું લણશે. આપણે તો નોકરી કરવી. રંગમાં રંગ ને સંગમાં સંગ. વર મરો કન્યા મરો ગોરનું તરભાણું ભરો-કુવામાં હશે તો હવાડામાં આવશે અને આપણે પણ કયાં કાચી કુલેરના છીએ. લ્યો આ મ્હેતાજી આવ્યા-જવું ન પડયું. મ્હેતાજી, રાવ સાહેબ યાદ કરે છે. પણ બેસો આ બગલી બાઇ આવ્યાં એટલે હમણાં આપને નહિ મળશે.

( બગલી આવે છે )

ઠીક ભેગા મળ્યા છે બધા એકજ સંઘાડાના ઘડાયલાં છે
સરખે સરખા મળ્યા ને ભવના દુઃખ ટળ્યાં.

બગલી-કેમ કચરા રાવ સાહેબ શું કરે છે ?

કચરો-પધારો એ બેઠા ! ( સ્વગત ) વાહ સાપને ઘેર સાપ કાંઈ ભારે વાત હોવી જોઇએ. નહિતો બગલી કોલ્હાને ત્યાં ખીર ખાવા ન આવે, હશે—

કોલ્હો-ઓ હો-બગલી બાઈ કાંઇ રસ્તો ભુલ્યાં.

બગલી-આપની ચતુરાઇમાં ડુલ્યાં.

કોલ્હો-કેમ ધોતાળ કયાં કસ છે.

બગલી આપને દમે દમ છે, પણ આજે ધોતાળ બાપુ કુંવર

સાહેબના જન્મની ખુશાલીમાં એમને ત્યાં કુંવર જન્મ
ખુશાલીમાં પાર્ટી છે આપને કાર્ડ મળ્યું હશે ?

કોલ્હો–ઘોતાળ પાર્ટી આપે ? પણ એતો જરા નવાઇ

બગલી કેમ નવાઇ વળી શી !

કોલ્હો–એકે–વધે કુળ કેશરીનું ત્યાં કદી વરૂ થાય નહિ રાજી
જરૂર ભાશે મ્હને એવું હશે મતલબની કાંઇ બાજી

બગલી–આપતો ઘણા ચતુર છો, પણ એમ હોય તો આપને શું-
કોલ્હો–કાંઇ નહિ. લેવા દેવા ને વડોદરે ૦હેવા, જ્યાં સુધી આ-
પણા રસ્તામાં કોઈ નથી ત્યાં સુધી આપણે શી પરવા.
બગલી–પણ આપની સ્હાય માંગે તો

કોલ્હો ( સ્વગત ) જરૂર કાંઇ ભેદ ( ચાશન ) સહાય તો બગલી
બાઇ ત્હમે કયાં જાણતાં નથી સ્વાર્થનું થાય ત્યાં આપણી
સ્હાય, છતાં પણ ત્હમે માંગો તો તો જરા વિચારવું પડે !

બગલી–એમ કાં બોલો. સાચુ કાં ન તોલો !
કોલ્હો–તો વાતનો ભેદ ખોલો.
બગલી–આપની ખાત્રી,
કોલ્હો–જેમ દીવસ પછી રાત્રી.
બગલી–ઘોતાળને છે રાજનો લોભ.
કોલ્હો–તો મ્હારો શો છે ક્ષોભ.
બગલી–પણ માગે છે ત્હમારી સ્હાય.

કોલ્હો–એ વાત કેમ મનાય. ( સ્વગત ) હવે આ બગલી લા-
ગમાં આવી છે એને પણ સ્વાર્થ હશે. મોટી લાલચ હશે
માટે સપડાવું અને થાય તો આપણીજ બનાવું.

બગલી–એ તો ઉડાવવાના ચાળા. સૌ બગલીના બોલ બાલા.
કોલ્હો–ત્હમે કયાં બાકી રાખો છો ?

બગલી-પણ ખાત્રી આપી હવે ના પાડો છો ?
કોલ્હો-હાંશલ કહ્યા વના સ્હાય માંગો છો.
બગલી-કહો શું હાંશલ પુરૂં.
કોલ્હો-કહું પણ ત્હમને કદાચ લાગશે બુરૂં.
બગલી-એવું શું છે ખાટું ?
કોલ્હો-માત્ર પ્રેમનું સાટું.
બગલી=અરે અરે-એજ છટકવાનું બાકું.
કોલ્હો-ત્યારે શાપર બંદા સ્હાય કરે, એ તો નાચવું ન હોય ત્યારે આંગણું વાકું.
બગલી-પણ ઘોતાળ !
કોલ્હા-બને તો બન્નેને પંપાળ કે એકનું મોકું બાળ.
બગલી-પણ એક મ્યાનમાં બે તરવાર
કોલ્હા-એક રાખ ને બે દેખાડ
બગલી-એ તો ન બને.
કોલ્હા-ત્યારે આ એ ના બને.
બગલી-પણ આપે વચન આપ્યું છે તે.
કોલ્હા-હું ક્યાં ના કહું છું એ.
બગલી-પછી,
કોલ્હા-એકે-

(૮)

મનાવવા જો ચાહો સલુણી જાતે માની જાઓ
મીસ્તર કોલ્હાની મદદ ચાહો તો પ્રીતે પ્યારી થાઓ.

બગલી-પણ જરા વિચાર તો કરો. ઘોતાળથી તો કાંઈ ડરો.
કોલ્હા-નથી પરવા કોઈની મ્હારે.
બગલી-પણ ઇનામ મળશે ભારે.
કોલ્હા-નથી ગરજ હમોને એવી,

બગલી-પણ દીવાનગીરી તો લેવી.

કોલ્હા-શું વાત વધારી એમાં એવો છે મ્હારી મ્હારી.

બગલી-તો ત્હમે શાથી માનો.

કોલ્હા-અગર મળે મીઠીના પ્રેમનો પરવાનો.

બગલી-અને તો કબુલ.

કોલ્હા-હા કબુલ-ભૂલ નહિ એમાં થાશે.

બગલી-વારૂ તો હરખાઓ- મનાવવા૦—

( બન્ને જાય છે. )

કચરો-અરે વાહરે કોલ્હા વાહ.

કોલ્હા ત્હારી બુદ્ધિની બલહારી કે દુશ્મન દફે થયા રે લોલ
કોલ્હા ત્હારી ચતુરાઇ તો ચોધારી કે ગઢ સૌ જીતી લીધારે લોલ
કોલ્હા ત્હારૂં પ્રાક્રમ તો પરખાયું કે વેરી સૌ આંધળા રે લોલ
કોલ્હા તું તો અક્કલનો ઉસ્તાદ જનમીઓ એકલો રે લોલ

આપણે તો અત્યાર સુધી કોલ્હાને કઉવાના ભાઇજ જાણુતા હતા પણ હવે તો બગલીના ચાર પણ બન્યા-પણ માળું સમજાતું નથી. ભેદ ભારે હશે. બાકી બગલી કોલ્હાને નહિ શાંધે. એ માછલું પાણીનું એ નહિ ને જમીન પરનું એ નહિ હોય, આકાશનું હશે. એટલે કાં તો બગલી કોલ્હા પર સ્વાર થઇને ઉડશે કે કોલ્હો બગલીની પાંખ પરથી ઠેકશે. પણ હવે એ શીકાર તોડી પાડશે ખરા. બન્ને ઉસ્તાદના ઉસ્તાદ છે. જાતે જાત મળી ત્યાં બીજાનો શું ભાર. આ કોલ્હાએ એક વખત મોટા હાથીને હરાવેલો ને પછી પૂછડે બાંધી ખાડામાંથી કહાડેલો. ને આ બગલીએ પણ વાઘની માશીને બેં કરાવેલી. ઠીક આપણે શું પણ ભાઇઓ ત્હમે બધા સંભાળજો. અહીં તો નાવાનું ને નીચોવવાનું કંઇ નથી. આપણે તો ઘડથીજ રંડાયા છીયે તે આતવાર ને દીતવારમાં ફેર નથી. સલામ-

( જાય છે )

# પ્રવેશ ૫ મો.



સ્થળ—ધોતાળનું મકાન.

પાત્ર—ધોતાળ, કોલ્હા, બગલી, શંખભારથી, પલ્ટુ, કંચની.

ધોતાળ—હીણ પુરૂષાર્થી જગતમાં, હીણ ભાગી કહેવાય.
પુરૂષ પ્રયત્ન થકી જીતે, માણે મોજ મઝાય.

બસ—હવે તો એજ છે નિશ્ચય મળે તો રાજ્ય ભોગવવું
અગર બાવા બની જગમાં ઉદર ભીક્ષાન્નથી ભરવું
બળી આ સાયબી સત્તા વિનાની નામની મોટાઈ
અજાના ડોકના આંચળ સબી શું કામની મોટાઈ

હવે તો આર કે પાર—અર્થં સાધયામી કીંવા દેહં પાતયામી
રાજ કે તારાજ આબાદ કે બરબાદ—

(કોલ્હા પ્રવેશ)

અહો—મી. કોલ્હા ! ઘણો પ્રસન્ન થાઉં છે અને ત્હમારા નવા
અધીકાર માટે ધન્યવાદ આપું છે.

કોલ્હા—આપની કૃપા છે. ફરમાવો કાંઈ સેવા.

ધોતાળ—સેવામાં મૈત્રીના મેવા.

કોલ્હા—તો પણ.

ધોતાળ—સ્નેહનું સાંધણ અને મૈત્રીનું પણ.

કોલ્હા—પણ સાહેબ—એ તો મ્હારો નીયમજ છે. ગુણ પર ગુણ ને
અવગણ પર અવગણ.

ધોતાળ—એ તો ન્યાયજ છે.

કોલ્હા—તો તો મ્હારી સહાયજ છે.

સીટર, ડોકટર ચીરાયતા, મી. ટચાક બેરીસ્ટર અને મી. ભારબદારી વકીલ પણ આવી પહોંચ્યા છે. બાકી તો લપોડશંખ મ્હેતાજી, મી. ટંડેલ, મી. નટખટ, મી. ભુંસા એકાઉન્ટન્ટ એઓ પણ હાજર છે.

શંખ--કોઇ લેડીઝ નથી ?

પટ્ટુ–જી એઓના મીસીસો પણ હાજર છે. તેમજ મીસ માંજરી, મીસ ચબુતરી, મીસીસ ધાંધલીયા પણ છે.

શંખ-અરે પણ કંઈ નાચ બાચ થશે કે નહિ. થવા દો.
કંચની-

(૯)

જબ મેં બાલી રહી સબે ગોદમેં ઉઠાઈ
કુછ ઉમરમેં આઈ તબે વારી વારી જાઇ
લોગ મુએ ચતરે ઓર મય બીચારી ભોળી
કોઇ સમજાવે સાડી દે કે કોઈ દે દે ચોળી—જબમેં-

જબમેં ચલને લગી આંખ ઈશારે બુલાઇ
કછુ સમજને લગી બાત નયી નયી શુનાઇ
જબ લગકે જોબન બહારથા તબ લગતો લગી પ્યારી
અબ આગયા બુઢાપા અરૂ હોગઇ અકારી—જબમેં-

અબ મેં સમજી બાત સારી દુનીયા મતલબકી યારી
જો હોવે પાસ કામન–કુછ દાબ કે દબામન
તો આવે લોગ કામન વરના રહે પછતામન
અયસી કહાની હમારી-શુનીએતો ધ્યાન લાઇ—જબમેં-

૧ મીજબાન-અરે કોઇ મહાડ બહાડ થવા દો.

કંચની-

(૧૦)

(પ્રકૃતિ જીવને કહે છે)

રસ ભીના સુંદર શ્યામરે રંગ માણવા આવો
તમ વીના શુન્ય મુકામ રે-સંગ સાધવા આવો

(માયા) કાળી કોયલ ટહુકતીરે આંગણીયે બે મોર (રાગદ્વેષ)
(લક્ષ ચોરાશી યોની યાત્રા) લાંબે પંથે લાધવું, તો કરજો કાંઈ
બપોર-રે રંગ માણવા-(ઉપદેશ ભીક્ષા વીચાર)

(તૃષ્ણા) નાજુક મ્હારી ઘોડલીરે નાજુક મુખ લગામ (બુદ્ધી)
(વીવેક વૈરાગ્ય)નાજુક કસીયા પેગડાં રે-નાજુક લેજો કામ-
રે રંગ માણવા

(ધર્મ) સોના કેરો ચંબુડોરે-રૂપા કેરૂં નામ (કર્મ)
કાચે દોરે બાંધશો તો અધવચ ખોશો હામ-રે રંગ-
(સમજ સાન)

(સંસાર) ઉંડો કુવો આકરો રે ઉંડું જળ દેખાય. (સાર)
કસી ચંબુડો નાંખશો તો અમુલખ રસ પીવાય-
રે રંગ-(બ્રહ્મ તત્વ).



# પ્રવેશ ૬ ઠ્ઠો.



સ્થળ—રાજ મહેલના ચોકમાં.
પાત્ર—રાજા, વફાજી.

રાજા—

(૧૧)

જરૂર જગ વાળ્યાં કર્મ ફળે
પ્રભુ ન્યાય થકી ના ચળે
સદકૃત્યો સત્‌ફળ દેનારા દુષ્કૃત દુઃખ મળે
સમય આવતાં સઘળું ફળતાં ભાગ્ય લેખમાં ભળે-જરૂર
અજ્ઞાની બકવાદ કરે નહિ કર્મ કઠણુ ગત કળે
આત્મ દોષ ના ભાળે ત્યારે ભાગ્ય દોષ ભણી વળે-જરૂર

---

અનંત બ્રહ્માન્ડને એક પલ્લે ધારણુ કરનાર વિશ્વ કર્તાને અન્યાયી કહેવો કેટલું ખોટું-કર્મના વીપાકમાં કાળની ગતી સમ વીસમ હોય તો ભલે બાકી સર્વને સર્વનું ભર્યું તો જરૂર મળવાનું જ. હું પણુ કેટલો અનાડી કે સદ્ કર્મ નીષ્ફળ જાય છે એમ ઘડીક માનતો હતો ખરેખર—

તૃષ્ણાંધ અજ્ઞ અવીવેકી મનુષ્ય સઘળા
ન્યાળે ન કર્મ નીજ સારૂં બુરૂં કદાપી
ઇચ્છા તમામ વળી સુખની આપ રાખે
ને ભાગ્ય ભાવી કહી ઇશ્વર દોષ ભાખે

---

સજ્જન સદાય નીજ સ્થીતી નીમગ્ન રહેતા
મદમાં છકેલ જીવ અન્યને તુચ્છ કહેતા

આ સૃષ્ટિ ગ્રન્થ અતિ પુરિત રંગ મીશ્રે
રંગાય આપ તદપિ કૃતી અન્ય ઉચરે

---

આ તો ભરેલ સઉ માયીક દ્વંદ વિશ્વે
પ્રારંભ અંત ઊચનીચ સમાય સંગે
કંટક ગુલાબ મણી પત્થર હેમ માટી
પ્રારબ્ધ આપ ખરી કર્મ તણી કસોટી.

( વફાજી પ્રવેશ )

વફાજી—મહારાજ પતીવૃત પરાયણ હમારાં શ્રીમતી રાજ્ય માતા આપ કૃપાનાથનું સ્મરણ કરે છે.

રાજા—ઠીક આવું છું આગળ થા, પણ વફાજી ત્હને કઇ ચીન્તાનો ભાર પીડે છે.

વફાજી—પ્રભુ ! શ્રીમાનના શકતીમંત આશ્રય નીચે મ્હારા જેવા રંક દાસને એવો બીજો તો શો હોય ચીન્તાનો ભાર પરન્તુ હમારા બાળકુમારની સલામતી એજ મ્હારી ચીન્તાનો વિસ્તાર—

રાજા—સમજાવ.

વફાજી—મહારાજ,

કંહી ભાસ થતા દીન દાસ તણો જીવ ત્રાશ મંહી પછડાઇ પડયો
નહિ સત્ય અસત્ય કહી હું શકું પણ તર્કથી તર્કટ ભેદ જડયો
દીસતા મળી દ્રોહી પ્રપંચી કરે કંઈ ફંદ દુરાધમ ફેલ કુડો
કંહી દુષ્ટ તણા દુષ્કૃત્ય તણો થઈ ભોગ પડે નહિ કોઈ રૂડો.

રાજા-અસંભવ—

વફાજી—તો પ્રભુ જાણે બાકી

મુને તો લાગે છે નીશ્ચે પ્રપંચી લોકની ટોળી
મળી આ રાજ્યમાં ભેગી રહી છે કંઈ દગો ડોળી
રખે લોભે બની ઉન્મત કરે અનુચિત કંઇ એવું
અધમના પાપમાં પાછળ પડે નીર્દોષને સ્હેવું.

રાજા–માની શકાય એમ નથી.

વફાજી–છતાં મહારાજ મી. કોલ્હા અને બંગલી પર નજર રાખે તો શું ખોટું.

રાજા–ત્યારે એ તો અદેખાઈનાજ અંકુર.

વફાજી–અદેખાઇ !

રાજા–અને કાંઈક મનની હલકાઇ પણ.

વફાજી–નહિ નહિ મહારાજ

નથી આ લોભ કે લાલચ નથી આ સ્વાર્થની શીક્ષા
નથી હલકાઇ નથી ઇર્ષ્યા છે કેવળ ભકતીની ભીક્ષા
ગણું છું આપ જો કુશળ તો કુશળ દાસ પણ બેસક
ખરા કીંકરનું સૌ સુખ દુઃખ સ્વામી સાથ છે બેશક

રાજા-ઠીક, ઠીક, જા, પ્રમાણીકના પુતળાં, ઘણો ડાહ્યો ન થા ત્હારૂં કામ કર-બોધ ગુરૂ ન થા અને નાહક ચીન્તા ન કર જા આવું છું.

વફાજી–અફશોષ હરી હરી ! મહારાજ અતીવ વિશ્વાસુ છે. એમને ખ્યાલ નથી કે ખલ પુરૂષો ખલતા જમાવવા સાધુનો લેબાશજ પ્રસન્ન કરે છે. ચંદનની સુખદ સુગંધજ સર્વને આમંત્રણ કરે છે. પ્રમાણીકતાના અપરીમીત ડોળમાંજ દગાખોરનો ત્રાશ છે. મીઠાં લળકતાં ખુશામતના વચનો આગળ સત્ય વચનો અનાદરણીય છે. ઘણી વાંકી વળેલી કમાનજ પ્રાણ ઘાતક તીરને છોડે છે. "યદ્ ભાવી નતદ્ ભાવી, ભાવી ચેદ્ ન તદન્યથા" અથવા કાંઇ અનર્થ લખ્યો હશે પણ ખરેખર—

જો બાહ્ય વિશ્વતણી આકૃતી લો ઉકેલી
ને પ્રાણી માત્ર તણી પ્રકૃતી લોજ ખોળી
કંઈ સેવ્ય શ્રેષ્ઠ અતિ તુચ્છ કળાઈ જાશે
કંઈ તુચ્છ રાંક ગુણવંત સુપાત્ર થાશે.

# પ્રવેશ ૭ મો.



સ્થળ-રાજ મહેલમાં રણવાશ.

પાત્ર રાણી, દાસી, બગલી, કોલ્હા, ધોતાળ, શંખભારથી, પ્હેરેગીર.

દાસી—

(૧૨)

પારણીયે પોઢોની કુંવર લાડીલા
હોંશે હીંચોળે હીંચાવું હેતે હાલરડાં હું ગાઉં
બાળા રાજરે મ્હારા કુંવર કાલુડા—પારણીયે-

લાલ પારણું રંગાવું-માથે પુતળીયો બંધાવું
સોના રૂપાથી મઢાવું-મોતી હીરાથી જડાવું
દોરી હીરની મંગાવું-સાથે ઘુઘરીયો ટંગાવું
વાગે છમ છમ છમ-વાગે છમ....છમ....છમ—પારણીયે-

---

(રાણી પ્રવેશ)

રાણી-કેમ દાસી-કુંવર પોઢી ગયા ?
દાસી-જી હા હમણાંજ પોઢયા.

(કુંવર અવાજ કરે છે)

રાણી—ઓ હો જાગે છે-લાવ જરા રમાડું.

(દાસી કુંવર લાવે છે)

(૧૩)

લાડકડા લાલ લલિત માતના આધાર બાપુ
લાગો અતિ વ્હાલુડા મન મોદક મધુર સુખદ બાપુ

મીઠું મુખ કીણું શીતળ ચંદ્ર પૂર્ણ સમ રૂપાળું
કીકી દગ ચપળ ભાળ ભવ્ય મોહક કાન્તીવાળું
નીહાળું નેનમાં પલભર શશીને સૂર્ય તારક વ્યોમના
શમી સૃષ્ટિ સર્વ અમાપ દર્શન બાલના મુખ સોમમાં
વળી ઈષ્ટમાં જે ઇષ્ટ બ્રહ્માનંદ એના હાસ્યમાં
ભૂલી જાઉં સર્વ ઉપાધી ઘડી ઘડી મગ્ન એના આસ્યમાં
જીવનનો સાર તું સસાર છો કુમાર બાપુ—લાડકડા-

દાસી લે હવે પોઢાડી દે-

બગલી-(સ્વગત) પોઢાડી દે-બીચારીને શી ખબર કે એના આ લાડકડાં રત્નનાં આ છેલ્લાંજ દર્શન છે.

રાણી-અરે પણ (કુંવરને પારણામાં જોતાં જોતાં) આ શી ભ્રાન્તી, મ્હારા પગ જાણે ગળાઈ જાય છે.

શી ભ્રાન્તી અચણુચ થાએ
સૌ સ્વપ્ન સમું સમજાયે સુખ અલપ જલપ વરતાયે
જાણે બાલુડો કાંકરીસાયે જોતાં જોત અલોપ જણાયે
આ શાં શુકન અમંગળ થાયે-મુખ ખુલી ખુલી બીડાઇ જાયે
અણકાળે પાનો ભરાયે-

દુઃખદ વાદળી શીરપર ભમતી સમીપ છાંય દરશાયે
વળી જીવન તત્વ અળગું થઇ જાતાં પ્રાણ અતી તરશાયે-શી-

(બેશી જાય છે)

---

દાસી-બાઇ બાઇ,

રાણી-(હોશમાં આવી) કંઈ નહિ સ્હેજ (પારણાં પાસે જઇ ચુંબન દઇ) મ્હારા મધુર બાળ-પ્રભુ ત્હારી રક્ષા કરો અને આ શંકા અફળ કરો—

(જાય છે)

( કોલ્હા પ્રવેશ )

કોલ્હા-બગલી બાઈ, મહારાણી સાહેબ પધાર્યા હતાં ?

બગલી-જી હા, એમના સંસાર સારના છેલ્લાં દર્શન કરી સીધાવ્યાં છે.

કોલ્હા-ખરે-પણ સમય થયો છતાં કેમ કોઇ જણાતું નથી ?

બગલી-આ આવ્યા જણાય છે.

( ધોતાળ ને શંખભારથી પ્રવેશ )

ધોતાળ-સરદાર-આ રહ્યા આપણા મદદગાર-પણ સાવધાન ખબરદાર. કહો મી. કોલ્હા—શી વાર ?

બગલી-પધારો સૌ તૈયાર

ધોતાળ-બધું અનુકુળ ?

કોલ્હા-સર્વ અનુકુળ આ ત્હમારી શંકાનું શુળ.

બગલી-અને ક્લેશનું મૂળ-ઉપાડો. ( શંખભારથીને ) કેમ સરદાર કાંપો છો ?

શંખ-કાંપો છો.

બગલી-ત્યારે શું કાંઇ માપો છો ?

શંખ-શું માપું ? ( સ્વગત ) જ્યંહા પરપંચના ઉસ્તાદ કોલ્હા સાથ બગલી છે, બધી આલમના લોગોન્ડી હું માનું બુદ્ધી પગલી છે.

આ ધુર્તતાની શીરમણી લંબાવે લાંબી ચાંચ જ્યાં કોઇ માછલું જળમાં જીવે એ માનવું મુર્ખાઇ છે.

( ધોતાળ પારણામાંથી કુંવરને ઉપાડી લેય છે )

(કુંવર અવાજ કરે છે)

ધોતાળ-ચૂપ-પરપોટા, અવાજ ન કર. (મોઢું દાબે છે)

નહિતો મગતરા માફક ચોળાઇ જશે હું શું કરૂં? મ્હારી આશાના સફેદ વસ્ત્રમાં તું કાળો ડાઘો ન હોત- મ્હારી ઉમેદની પુલસૈયામાં તું કાંટો ન હોત-તો મ્હને કાંઈ ન હોતું. ત્હને હું ખુશીથી વધવા દે તે; પણ અભાગીઆ જીવ ત્હારો જન્મ મ્હને નીર્જીવ કરે છે. મ્હારા અતિવ આતુરતાથી રચાયલા કીલ્લા ત્રુટી જાય છે અને તેથી ત્હને દુર કરવાની મ્હને ફરજ પડે છે. મ્હારી ફરજમાં વીઘ્ન કરીશ તો આ પ્રાણ વાયુને ખેંચતો પણ બંધ થાય એ નવાઈ નથી.

શંખ-બાપુ, બાપુ-ખુનનો વિચાર
ઘોતાળ-ચૂપ ગમાર—

(વફાજી દોડી આવે છે)

વફાજી-અહો આ શો છે વેપાર?
ઘોતાળ-ખબરદાર
વફાજી-બેદરકાર
ઘોતાળ-(વફાજીને પાડી નાખી) લે આ સાર.
શંખ-અરે કીરતાર.
કોલ્હા-બસ હુશીયાર

શંખ-હરી હરી આ તે કેવો કળી? પણ આપણે શું. આપણે તો તરકટી મળી એટલે સઘળી આશા ફળી(પ્રકાશ) બાપુ-હવે ઝાઝું થોભવામાં માલ નથી.

(જાય છે)

પ્હેરેગીર-ખડે રો કોન હે કયા હુય?
શંખ-ભવિષ્યકા રાની હય, કાંટા ઉખાડા હય.
ઘોતાળ ચૂપ-(પ્હેરેગીરને) નહિ પરછાના
પેહેરગીર-અહા સરકાર-સલામ. તકસીર માફ-મગર બ્હોત ડેર

હુઈ હોગા કોઇ રાજકા કારોબાર ઓર એ હાથમેલી—
ઘોતાળ—હય જરૂરકા લીખાન.
શ'ખ—યેહી કાંટા ઔર એહી નીશાન
પ્હેરેગીર—મગર યે શખ્સ-શકદાર હે.
ઘોતાળ—બુખાર સેં ગીરફ્તાર હે.
પ્હેરેગીર—અફશોષકી બાત હે, બીચારા બીમાર હે?
શ'ખ—યું પસાર હે—ઓર કામભી પાર હે—

(જાય છે)

## પ્રવેશ ૮ મો.



**સ્થળ—રાજમહેલ**

**પાત્ર—રાજા, રાણી, દાસી, કોલ્હા, બગલી, વફાજી.**

રાણી—

(૧૫)

ધીર ન ધારે અ'તર મ્હારૂં ક'ઇક સુઝામણ થાય
રાતલડી વેરણ સમ વીતી કારણ નાહી કળાય—ધીર—
સુચન શું કાંઇ આફત કેરૂં—કે માયાની છાંય
કુંવર નજર આવે તરવરતા—ચીન્તા ત્યાં પ્રકટાય—ધીર—

---

કયારે મ્હારા નેત્રમણીના દર્શન કરૂં? મહારાજ આપ પણ કેમ આજ ખીન્ન મુદ્રા જણાવો છો?

રાજા—મુજને પણ કંઇ ભાર હૃદયપર અણધાર્યો વરતાય
જાણે કંઈ આપત્તી ઘેરે મ્હાલું અકારૂં થાય
ખેર તથાપિ ત્યાગો ભ્રાન્તી ભલે થનારૂં થાય
હશે કર્મ ફળ તે ભોગવશું મીટે ન ક્રોડ ઉપાય.

(દાસી પ્રવેશ)

દાસી—બાઇ—બાઈ—મહારાજ મહારાજ

રાણી—કેમ કેમ હાય ! ધ્રાસ્કો પડે છે કદાચ અનિષ્ટની આજ શરૂઆત કરાવે છે.

દાસી—કુંવર મહારાજનો પત્તો નથી.

રાણી—હેં ! (મુચ્છાંવશ થાય છે.)

રાજા—કોણ કહે છે.

દાસી—કહેનારા આ હાજર છે.

કો—બ—(ઘુંટણીએ પડી) કૃપા સીંધુ—(રડતાં રડતાં) પ્રભુ આ જીભ કેમ કપાઇ નથી જતી—અદેખાઇ આટલી હદ વાળશે. એમ હમે સ્વપ્ને ધાર્યું ન હોતું. કુંવર સાહેબનો પત્તો નથી.

રાજા—એટલે કયાં છે? તપાસ કરાવી—ગુમ થઇ ગયા—
અફશોષ પણ શકદાર—

કોલ્હા—વફાજી—

રાજા—વફાજી ! બસ હા એજ એની ઇર્ષ્યા વધતી જતી હતી
હરી હરી હરી વીશ્વંભર—પણ કયાં છે તે દુષ્ટ ?

(રાણી જાગૃત થાય છે) (વફાજી પ્રવેશ)

રાણી—વફાજી વફાજી ! કયાં છે મ્હારા કુમાર. આ શો છે ઉત્પાત ?

વફાજી-મહારાજ બા સાહેબ

રાજા-ચૂપ બદમાશ, બસ જાણ્યું-ત્હારૂં મ્હોઢું બાળ.

રાણી-ખરેખર દગો કપટ. હા દૈવ ?

વફાજી-પણ મહારાજ ( રાજા પાસે જઈ ઘુંટણીયે પડે છે )

રાજા-દુર દગલબાજ

(૧૬)

દુર દુર (૨) ઓ પાપ હરામી કૃતધ્ની કુજાત-દુરદુર-
દુધ પીવાડી ઉધાર્યો ભૂજંગ તોયે તજ્યો નહિ નીચ કુસંગ
વિશ્વાસ પ્રીતીનું આ ફળરંગ અંતે ડસ્યો થઇ કુરકુર-દુરદુર
વફાના નામથી આજે થયો તું બેવફા નીર્દય
બળેલા પેટના પાપી બગાડયું ગામ તે નીર્દય
અદેખાઇ આગથી ભડકી દગલબાજી કીધી નીર્દય
કૃપા તું નીચ પર કીધી. દીધું તેં આજ ફળ નીર્દય -દુર-દુર

દુરાધમ-સમજાયું. પેટના પાપી-કાળું કર -અપકારી સાપ મ્હારૂં દયામય હૃદય ત્હારો શીરચ્છેદ નથી કરી શકતું. ઇશ્વર સમર્થ છે ત્હારા પાપનું ફળ ત્હને નડશે. મ્હારા રાજ્યમાંથી ટળીજા-સીપાઇ એને હદપાર કરો-એ ઝેરીલા સાપનું મ્હો હું જોઇશ નહિ.

(વફાજીને લઈ જાય છે)

વફાજી-અરે દુનિયા-હાય તગદીર—

રાણી-

(૧૭)

દુઃખ દર્દમાં ફસી અભાગણી કશી
હા કુમાર લાડકા ઓ નેત્રના મણી

વિશ્વાસ પ્રાણના પ્રકાશ ક્યાં ગયો શમી-દુઃખ—
આધાર સુત્ર મ્હારા શું માતને ત્યજી
હું અંધની તું લાકડી લે દોરી સર્વથી-દુઃખ

રાજા-વિશ્વાસ જેહ મંહી વસી પ્રાણી વસુધા વાસતાં
વિશ્વાસ તેહ મહત્મ્યથી વળી વ્હાણવારી ચાલતાં
(પણ) વિશ્વાસ સજ્જન સુખને દુર્જન દુરાધમ ના ગણે
જ્યમ પ્રાણ મૃગના પારધીને મત્સ્યના ઢીમ્મર હણે-

બસ—આ દુનીયા વિશ્વાસ યોગ્ય નથીજ—મ્હારા પ્રીય કુમાર
વિશ્વાસના ગુમ થવા સાથેજ મ્હારા હૃદયનો વિશ્વાસ પણ
આ દુનીયામાંથી હમેશાની રજા લેય છે-વફાજી તરફ-દુષ્ટ-

(જાય છે)



# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.



**સ્થળ**-તમસાના સરહદ પરની યોગાનંદ સ્વામીની પર્ણકુટી.
**પાત્ર**-સાધુઓ, ધોતાળ, યોગાનંદ, આનન્દગીરી.

સાધુઓ— (૧૮)

મુરખ સમરી લેને રામ હરી રે—મનવા મુરખ-
જગતની માયા ખોટી કાયામાં રહ્યો શું લોટી
ધરમ કરીને પદ પરમ સંભારી-મનવા મુરખ-
જુગે જુગે ધર્મ જીત્યો અધર્મ આપત્તી વીત્યો
કળી જુગ કુડો મતી વીપરીત કરી—મનવા મુરખ-
આશ્રમ બંધ તુટયા વર્ણ વીવેક છુટયા
અલગ અલગ મતે હાંશી ફજેતી--મનવા મુરખ-
સોના મ્હોર છોડી—રૂપૈયાને કાજે દોડી
હરીને વીસારી આયુ નીંદ્રામાં પસારી—મનવા મુરખ
ઇન્દ્રી વીષય ઘોડા—દેહ બગીએ જોડયા
મન સારથી હંકારે અહંકારે મસ્ત—મનવા મુરખ-
દીવ્ય પ્રકાશ હીરો એક અનંત વીરો
આમ ખોઈ ભુલી દુઃખી દરીદ્રી અજ્ઞાની—મનવા મુરખ-
રામ દે રાગ છોડી હરી અનુરાગ જોડી
પ્રપંચની પાજ તોડી ભજી લે મુરારી—મનવા મુરખ-

(ધોતાળ પ્રવેશ

ધોતાળ-એક કર્મનો તો લગભગ અંત આવ્યો-બસ આજ સ્થાન, અહીંજ, આવ, નીચે ઉતર, મ્હારી ઉન્નતીના અવરોધ, મ્હારા ઉદ-યનાં આવરણ, મ્હારા માર્ગના કંટક,વિશ્રામ કર અહીં-આજ ત્હારૂં ઘર અને એજ ત્હારી ઘોર-આહ ! પણ તું હસે છે ? હસ, મીઠું હસ કે કડવું હસ, પણ આ તૃષ્ણા આ રાજ્ય લાલસા આ લોભે મ્હને નીષ્ઠુર કીધો છે. દીન રાત મ્હારા હૃદય ચક્રને તપાવી તપાવી સુન્ય કીધું છે. અરે? પણ આ શી ભીરૂતા આનું નીર્દોષ હાસ્ય મ્હારી મજ્જાઓને શીથીલ કરે છે. નહિ મુંજે પણ લોજ કંટક આમજ વીડાયો હતો. છતાં કુમાર, કુમાર, મ્હને માફ કરજે આ હૃદય-શુન્ય કરપીણયા કાકાને માફ કરજે. સત્તાને આતુરતાથી ચહાતું મ્હારૂં જીગર વીવેક વીચારવા તૈયાર નથી. છતાં હું ત્હારો કેવળ વીનાશ કરતો નથી કરી શકતો નથી, અહીં ત્હને હું ત્હારા પ્રારબ્ધ ઉપર છોડીશ. કુળદીપક, પ્રકાશ કે ગુલ થા સુંદર કુસુમ કળી વીકાશ કે વીલીન થા-હું નીરૂપાય છું કદાચ ત્હારૂં નાજુક સ્થુળ આ ભયંકર અરણ્યની ઉપા-ધીથી પંચત્વને પામે તો ફરી જનમજે મ્હારે ત્યાં જનમજે અને મ્હારા ભોગવટા પછી આ સર્વ તું પાછું પામજે ત્યાં સુધી-ઓહો ! કોઈનો પગ સંચાર જણાય છે, હત ભાગી જીવ માફ કરજે. દુનિયા આખી સ્વાર્થી છે તો મ્હારો હક હું જાળવું એ ગુનો નથી લે રામ રામ.

( જાય છે. )

( યોગાનંદ પ્રવેશ )

યોગાનંદ—નારાયણ. નારાયણ. સત્ચીદાનંદ પરમાત્મન પરબ્રહ્મ ઓં હરી ઓં નીઃશંશય બ્રહ્માનંદકે સદ્રશ કોઇ ઓર આનંદ

હચી નહીં. પરંતુ સંસારમેં રહે કે અયસા આનંદ પ્રાપ્ત કરના સર્વથા કઠીનહી હય અનેક ચમત્કૃતીસેં ભરી હુઇ ઇશ્વરકી માયાકા પાર કોન જાનતા હય. બડે બડે મહાત્મા યોગવીત્ ઐાર વિજ્ઞાન વાદીયોં ભી માયામાં લપટેહેં તો પામરોકી કયા ગતી, અહો વીભો ! હરીઓં હરીઓં યે દ્રશ્યમાન એ ત્રીગુણાત્મક સૃષ્ટિમેં, કલ્પના સૃષ્ટિમેં કયા - ભેદ હય. કલ્પનાકી નીવૃતી સાથ ઈસીકી ભી નીવૃતી હોતી હય એ અનુભવ સીદ્ધ હય. મીથ્યા કેવળ મીથ્યા. સુખ માત્ર ભ્રાન્તિ હય યે જગતમેં સિવાય બ્રહ્મ દર્શન ઐાર વોતો અનેક કોટી જન્મોકે સુક્રિતસેં અધીકાર બ્યાપ્તી જીજ્ઞાસાકી જાગૃતી ઐાર સદગુરૂકી પ્રાપ્તી હો તબહી સત્ય સુખકા દર્શન હો શકતા હોગા ઔર યેહીતો હય હમારા પરમ માનુષ ધર્મ કે યે સૃષ્ટીમેં ભરે હુએ અનેક મોહાકર્ષક દ્રવ્યોકું માયાકી વીભુતીયાં જાન ત્યાગ કે પરબ્રહ્મસેં અદ્વૈત ભાવ હોના. ઓહો! સ્નાનકાળ હોતા આતા હય. નારાયણ નારાયણ કાળકીભી કયા ગતી હય-

( આકાશ સામું જોઇ )

આ ઇન્દુ થઇ અસ્ત બ્યસ્ત પલમાં થાશે ઉદે સૂર્યનો
આ કુમુદો કરમાઇ જાઇ ઘડીમાં ખીલશે રૂડાં અંબુજો
તેમજ રાત્રી પછીજ દીન દીન પછીથી રાત્રી સદા આવતી
એ અસ્તોદય સુખ દુઃખ ક્રમ સૌ જય કાળ ત્હારી ગતી

( કંઈ અવાજ સુણીને ) અરે યેતો કોઇ બચ્ચેકાં રોનેકા જયસા આવાજ, મગર કહાંસે યે નીર્જન અરણ્યમેં અયસા સાદ ? આનન્દગીરી આનંદગીરી !

આનંદગીરી-જી મહારાજ.

યોગાનંદ-દેખો, યહાં કોઈ બચ્ચા રોતા હય ?

આનંદગીરી - એ કયસા અંદેશા હય.

યોગાનંદ-સંભવ હય. કોઇ મલીન પાપાત્માકી દુષ્ટતાકા ભોગ હે ઓર કોઇ વીભ્રમકા યોગ હો. સબ સંભવ હય દેખો.

(આનન્દગીરી કુંવરને જુએ છે. ઉપાડી લાવે છે)

આનન્દગીરી-( જાઇને ) સત્ય હે ગુરો. અનુમાન હય આપકા સચ્ચા યહીં રોતા પડા હય એક બચ્ચા. ( બાળકને હાથમાં લઇ સ્વગત ) ઓહો કયસા સુંદર હય ( ગુરૂ પાસે જાય છે)

યોગાનંદ-( આશ્ચર્યથી ) અહો બાળ બ્રહ્મ કયસા કાન્તીમાન ( કુંવર શ્રી ) ( શરીરે હાથ ફેરવી ) કહો બ્રહ્મ કહાંસે આના હુઆ ખૈર-આપ હમારે અતીથી હો. અગર મય સંસારસેં વીરક્ત ભી હું મગર આપકા દર્શન આપકા અનાયાસ આગમ બ્રહ્માનંદ સદશ હી હય. અહો દીખતે હે જયસે કો રાજબીજ આનંદગીરી લે જાઓ અપની કુટીમેં ઓર જ તક કે ઉનકા કોઇ વાસ્તવ પાલકકા પત્તા ન મીલે રક્ષ કરો. ગાયકા દુધ પીલાવ. યે કયા હય-હાં પદક હય લ હમારી પાસ, ઓર જાવ મય આતાહું—( પદક જોઇને સંભવ હય કે ઉસમે ઉનકી જાત ભાતકા કોઇ પત્તા મી કહી પ્રપંચકા ભોગભી હો ! જો કુછ હો અપાર લાલચોં ફસે હુએ માયાવશ ભૂતેં કયા અકર્મ નહીં કરતે હય .પરમ ત્મા અલક નીરંજન કલ્યાણ કર ઇસ સૃષ્ટીકા ઓર અજ્ઞા જીવોં કો સદ્દમતી દે હરીઃઓં હરીઃઓમ નારાયણ નારાય

( જાય છે. )



# પ્રવેશ ૨ જો.

**સ્થળ**—વિશ્વાસગઢનો રાજ માર્ગ.

**પાત્ર**—વફાજી, પાંચ મિત્ર, શંખભારથી

વફાજી— ૯

ફળ આછે વફાનું
દગો સોડમાં ભલે ભરાયે વફા દેશનીકાલજ થાયે
ગોળ મથાળે ગોબર અંદર નહિ દ્રષ્ટિએ આવતું-ફળ-
હિત ચીંતક દુશ્મન દેખાયે દુશ્મન તે હેતુ કહેવાયે
અમૃત મુખ ભરેલી વાણી હૃદય ઝેર છુપાવતું-ફળ-
અણ કદરી દુનિયા દીવાની દુર્ગુણને સદ્ગુણ લે માની
સત્માં અસત્ અસત્માં સત્‌ને પીછી કાંટા વાવતું-ફળ-
ડાહ્યા તો સૌ દુ:ખરૂપ લેખે હૃદય સમ મીથ્યાવત્ પેખે
વાઘ વરૂ બગલીને કોલ્હા પૂજાય હરણું નાસતું—ફળ—

ક્યાં જાઉં. શું કરૂં ? અણધારી આફત જીંદગીનું મ્હોટું કાળું ટીલું વફાજી વફાજી દેશનીકાલતો ખેર પણ? આ મીથ્યા આરોપ. હરી હરી, વફાઈ અને સચ્ચાઇ પણ હીણાં કર્મ આગળ વાશીદે વપરાઈ. ખેર મ્હારૂં તો હું સહીશ પણ કુમાર વ્હાલા કુમાર-ત્હારી શી દશા હશે ? તું કયાં હશે ? ( વીચારમાં પડી જઇ ) પણ ઠીક મહારાજે યે સારૂંજ કીધું છે મ્હને દેશનીકાલ કીધો તો હવે પ્રયત્ન કરી કુમારને હું શોધીશ પત્તો મેળવીશ, દુષ્ટોનો દગો તોડીશ, ડામ દઈશ અને આ આરોપમાંથી મુક્ત થઇશ અને હું વફાજી વફાજીજ રહીશ, પણ એ બધું કેમ થશે ? અરે મ્હારા આશ્રયદાતા માતૃવત્—મહારાણીશ્રીને કુમાર વિના

જીવન કેટલું તુચ્છ લાગતું હશે ! પાપીઓ કેટલા પ્રબળ ! મ્હને નીર્દોષને સપડાવ્યો ! પોતાનું સાધ્યું. પ્રભુ ઇચ્છા, કદાચ આ બધી મ્હારી વફાદારીની કસોટી હશે? હો-હો, તે હો, પણ આ સામેથી પાપના પુતળાં જેવો શંખભારથી મદીરાને ઘોડે ચ્હડી મીત્રો સાથે અહીંજ આવતો જણાય છે. કદાચ પત્તો મળે લાવ રોકાઉં (છુપાય છે, શંખભારથી તથા તેના મીત્રો દારૂના શીશા સાથે ગાતાં ગાતાં આવે છે).

૨૦

દુનિયામાં દારૂ દારૂનું નામ લખો પ્યારૂં
સૌથી સારામાં સારૂં દીલને રંજન કરનારૂં
દુઃખ દળદરને હરનારૂં જઇપ્રી જોબન દેનારૂં-દુનિયા-

એક મીત્ર-દારૂથી બને ડાહ્યા દારૂથી અમર કાયા
દારૂતો પીયે દાના દારૂતો હે મસ્તાના

બધા-આવોજી ફાંકડા પીયો દારૂ બનો માંકડા.
શા રાંકડા ચડાવો મુછે આંકડા

૨ જો મીત્ર-જુઓ ડહાપણમાં દારૂ પટામણમાં દારૂ
ડરામણમાં દારૂ કામણમાં એ દારૂ-અરે વાહરે દારૂ

૩ જો મીત્ર-દારૂથી બોલે મુંગું દારૂથી ડોલે ધુધુ
દારૂથી દેખે અંધુ દારૂથી ચાલે પંગુ-અરે વાહરે દારૂ

૪થો મીત્ર-ઘરબારીમાં દારૂ દરબારીમાં દારૂ જરદારીમાં દારૂ
સરદારીમાં દારૂ

૫મો મીત્ર-ઘેર દારૂ ગામ દારૂ સીમ દારૂ સ્વર્ગે દારૂ
ખાવામાંયે દારૂ પીવામાંયે દારૂ-સુંઘે તેયે દારૂને છીંકે તેયે દારૂ.
કલાલખાને દારૂ દવાખાને દારૂ હમામખાને દારૂ
અને કલબમાંએ દારૂ બસ દારૂજ દારૂ
બસ દારૂજ દારૂ-બસ દારૂજ દારૂ એ દારૂ દારૂ-દુનિયા-

શંખ—બસ ચઢાવો એ તે એજ, ભર કટોરા પીલે જામ, ભવ ભય ભાંગે આવે હામ, બોલો દુર્ગા માતકી જે, રોકડીયા હરમાનકી જે, લાલ ગુંશાઇકી જે.

૧ મીત્ર-અરે આપણા મહારાજની જે, રાજ કુમારની જે.

૨ મીત્ર-અરે મુરખ છે કયાં રાજકુમાર જે જયનો પોકાર

૧ મીત્ર-અરે હા એતો હું ભૂલીજ ગયો પણ હવે મલ્યો કાંઇ પત્તો કે પાર.

શંખ-ગમાર, ઉલ્લુના યાર શું કાચા હશે કામના કરનાર જે મળશે પત્તા ને પાર.

મીત્ર—તો શું તમે કાંઈ જાણો છો સરદાર?

શંખ--બંદાથી કાંઈ હોય છે ખાનગી વ્યવહાર?

મીત્ર—તો શાને છુપાવોછો યાર

શંખ—એ છે રાજના કારોબાર લેભનો પારાવાર જાણે છે માત્ર ચાર ધોતાળ જાણે તો ભરે ખાર ખેંચે તરવાર એથી ચુપ રહેવું સારૂં જે તરકટીના બનીયે ભરથાર.

મીત્ર--પણ આખર કાંઈ ઠેકાણું કે ઠામ.

શંખ--તમસાનું જંગલ કે પછી ગોવીંદનું ધામ. પણ આપણે શું છે કામ, બસ ચાલો હવે સૌ ઘર ભેગા થઇએ સાહેબજી મહેરબાન. (બધા જાય છે)

વફાજી -કુમાર કુમાર પાપીઓની કપટ જાળના ભોગ. હરી હરી શું ખરેખર દુષ્ટોની આ ખીલતાં પુલને કચરવાની હામ ચાલી હશે. અરે ધોતાળ, રાક્ષસ ધોતાળ એક રાજ્યના લોભ ખાતર આવું કૃતાંત કાળનું કર્મ શું સમજાય? છતાં તમસાના

જંગલમાં મ્હારે શોધ તો કરવોજ ખરેખર લોભ ઘણો બુરો છે.

૨૧

છે લોભ બુરો દુનિયામાં લાલચની લપ્પડ ખામાં
જેમ વારી વહે સાગરમાં સૌ પાપ લોભના કરમાં
લોભી શું ન કરે લોભી શાથી ડરે
લોભી લાલચમાં લપટાઇ મરે
લોભી ચોરી કરે બદખોરી કરે
છલી ધુર્ત પ્રપંચ દગામાં ફરે
કરતાં ખુન લાગ મળે ન ડરે
અચકે ન જુઠું વદવામાં નહિ પાપ લોભ લેખામાં
છે લોભ—

ધોતાળ, આ દુષ્ટ કરણીનો બદલો ત્હને ઇશ્વર આપશેજ. જે આશાની વમળમાં ત્હારાં પોતાના અંગને તું ઓળખી શક્યો નથી અને વિશ્વાસુ રાજા રાણીના એકના એક હરખને તેં હર્યો છે તે ત્હારી આશા કદી ફળીભૂત થશે નહિંજ અને હું પણ વફાજી વફાદાર ક્યારે કે ત્હારાં વાવ્યાં ઉખેડું મ્હારા બાળરાજને શોધું અને દુનિયાને વફાદારી એજ સારી એમ બોધું અરે પણ દુષ્ટોએ દુષ્ટતાની હદ આણી હોય તો?— ઠીક જોઇશ.— ( જાય છે. )



# પ્રવેશ ૩ જો.

સ્થળ—વિશ્વાસગઢનો રાજ માર્ગ.

પાત્ર—શંખલારથી, બગલી, ધોતાળ.

શંખ-જુઓ જગતમાં જોર જુવતી તણેરૂં
રહ્યું વ્યાપી સર્વત્ર સત્તા સમેરૂં
ખરી મુર્તિ માયા તણી એ કહાવે
નરો કંઇક નખરેથી નારી નચાવે
રહ્યા કંઇક રામા તણા ગુણ ગાઇ
ગયા કંઇક ગુણવાન ગુણમાં ગળાઈ
વળી કંઇક લોભાય નયણાં નીહાળી
મરે કંઈક મોહે રહે મુખ ભાળી

અરે નારી—નારી—સ્ત્રી રમણીને આખર બાઈડી. આ બધો પરમેશ્વરનોજ પ્રપંચ કે નહિ રખે કોઈ ભકિત કરે તો તેને સાંભળવી પડે ને ઉંચા આભલામાંથી નીચે ઉતરવું પડે ત્યારે કીધી બાયડી, પણ બાઇડી તે બાઇડી આપણે એ શું.

દહાડે દીવાળીને રાતે હોળી
તરકટી કહે છે કે ખ્હેરી લે ચોળી

રોજ હ્યાં મળતી હતી. આખો દહાડો ને રાત એજ. કેવો ભ્રમ પણ આપણે કોણ મોટા મોટા પણ ભૂલ્યા.

કાંઇ જોગી જતી ભ્રમમાં પડીયા
રૂષી મુનીગણ કંઇ ભવ આથડીયા
વળી બ્રાહ્મણ વેદ ભણ્યા ભૂલતા
કંઈ ક્ષત્રી ધનુષ મુકયાં ઝુલતાં

નર નામ બધા કરતા ભકતી
જુવતી જગમાં જીવતી શકિત
બલીહારી ભલા ભગવાન તણી
સમજી સરજી જગમાં રમણી.

( બગલી પ્રવેશ )

શંખ--( બગલીને તરકટી સમજીને ) ઓહો લો આપણે તો માળા જપીયે છીએ ને બાઇતો આ ઉભાં ! બોલતાએ નથી.

વાહરે વાહ, વાહ નાજુક રમણી કુરંગ નયની ને મનહરણી સુંદર વદની ને ગજ ગમની, અણીયાળી આંખડલી વાળી રઢીયાળી, સુંદર મુખવાળી, હું તો ત્હારો ત્હારો વ્હાલી લટકાળી નખરાળી નારી બોલ જીભે પ્યારી તું મ્હારી હું તો ત્હારો ત્હારો વ્હાલી–

( શંખભારથી બાઝવા જાય છે. )

બગલી–અરે આ મુરખનો જામતો આવ્યો પણ લાવ જરા બનાવું આપણેતો બધાનું કામ ( શંખ ભારથીને ) ખબરદાર–

શંખ–કાં રીસાયાં ? દીલદાર !

બગલી–પણ આ શી શીરજોરી કોને કહો છો યાર ?

શંખ-કાં નહોતું ગમતું તો નોતર્યો શા માટે–હવે તો માની જાઓ મ્હારી લાડકડી મ્હારી માંકલડી નહીં ઢોંગ કરો સૌ જલદી વરો-

બગલી–પણ બોલાવ્યાતા કોણે ?

ધોતાળ–માળો ફાટયો લાગે છે. બચ્ચાને જરા તડકાવવો જોઈએ લાવ જરા સ્ક્રુ ટાઈટ કરૂં ( ચાશન.). કેમ બચ્ચા શંખભારથી આશો જુલમ સીંહના કોટરમાં હાથ નાંખે છે કે કાગડા ત્હારી કોટે રતન.

શંખ–તો મહેરબાન ભૂલી ગયા વચન.



ઘોતાળ વચન કેનું ?

શંખ–તરકટીનું.

ઘોતાળ–આશું તરકટી છે ?

શંખ–તો કઇ મરકટી છે ? કદરદાન

ઘોતાળ–એતો છે તારી અમ્માજાન, બેઈમાન ફૂટયાં છે આંખને કાન

શંખ–અરે બાપુ, ગળાં કાપુ આતો દેખું બગલીબાઇનું છાપું
આપની અમ્માજાનનું દાપુ, ભુલ્યો ભુલ્યો.

બગલી–હા હા ( હસે છે ) કેવી ગમત સરદાર.

શંખ—એક લેતાં ખોયાં ચાર

ઘોતાળ–( ગુસ્સામાં ) પણ આ ભૂલની સજા.

શંખ–ચાહોતો રજા, ચાહોતો કજા.

ઘોતાળ–નહિ, કઢાવવું જોઇશે તેલ.

શંખ–તો તરકટી શું કરશે ખેલ ?

ઘોતાળ–ફીકર હોય તો કરો મ્હેલ.

શંખ–વળી છે કંઈ નવો ફેલ ?

ઘોતાળ–જોતું થાય સામેલ.

શંખ–અને નહિતો ?

ઘોતાળ–ઘાંચાની ઘાણીમાં પીશીને તેલ.

શંખ–ના માબાપ એવું કાંઇ કરશો નહીં ઓ–ઓ–ઓ–ઓ–પણ
એક કામના બદલામાં આ સજાનો ડગલો તો બીજામાં શું
બાળ્યો છે ઢગલો ?

ઘોતાળ–અરે સરદાર આતે મશ્કરી,

બગલી–હા એતો મશ્કરી,

શંખ–ઇશ્વર જાણે મશ્કરી કે એક પ્રકારની તસ્કરી પણ તરકટીની
શી ગત કરી.

ઘોતાળ–અરે એ વાત બાળ, તરકટીતો ત્હારીજ છે; પણ ત્હારે
મોટા થવું છે કે નહિ.

શંખ-એટલે હું તે કાંઈ ન્હાનો છું આ અડતાળીશ તો થયાં એતો તરકટીને માટે આ કાળો કલંક લગાડું છું બાકી છપનીયામાં સીલવર જ્યુબીલી થઇ ગઇ ૬૬માં ગોલ્ડન થઇ અને આ બોતેરમાં ત્હમે ઉજવી તે ડાયમન્ડ હજી શું નાનો છું ?

ધોતાળ-અરે મૂર્ખા એમતો તું ઘણો મોટો બાવળીઓ છે પણ કાંઇ પદવીમાં વધવું છે કે નહિં.

શંખ-તે કેમ વધાય ?

ધોતાળ-ધોતાળ રાજા થાય તો શંખભારથી દીવાન થાય

શંખ-એતો પ્હેલેથીજ છે પણ ધોતાળ રાજા થાય ક્યાંથી.

ધોતાળ-કાં રાજા કાંઈ અમરપદ લખાવી લાવ્યા છે.

શંખ-એટલે રાજા મરે ત્યારેને, પણ એ કેમ બને ?

ધોતાળ-( શંખભારથીનું ગળું દાબતાં ) આમ બને.

શંખ-અરે દોડો દોડો ખુન-ખુન નથી જોઈતું આ દીવાનપદ મ્હારા બાપલીયા-

ધોતાળ-કાં ડરકુ ડરે છે ? તો ત્હારાજ હાલ કરવા પડશે.

શંખ-ના બાપુના.

ધોતાળ-તંહી દીવાનગીરી રસ્તામાં પડી નથી.

શંખ-તો નથી જોઈતી બાપા ( સ્વગત ) અરે આ વરૂના પંઝામાં હું ક્યાં સપડાયો. ( પ્રકાશ ) પણ તરકટી ?

ધોતાળ-અરે તરકટી અને જોઇએ તો મરકટી બધુંએ પણ જીવવું હોય તો લે મદદના કસમ.

શંખ-કસમ કસમ-લેને ગઇ પુત ઓર ખોઇ આઇ ખસમ

ધોતાળ-ઠીક ચાલો જો સરદાર ભૂલશો તો ખાશો માર (બગલીને) ચાલો અંધારી રાતે એકલાં ભટકવાની ટેવ સારી નહિ.

( જાય છે )

# પ્રવેશ ૪ થો.

સ્થળ-તમસાનું અરણ્ય.

પાત્ર-વિશ્વાસ, વસુંધરા, નંદા, મંજુલા, કૃષ્ણા.

વિશ્વાસ- ૨૩

મન કુરંગ તુરંગ સમાન હીંડે
ચંચલ ચપલ ચીત્ત હાથ ન આવે
દુઃખદ વિષય મહિ મોહી પડે-મન.
રોકયું ન રોકાય મન વાળ્યું ના વળાય
વગર સમજ મોટી બાથ ભીડે-મન.
શમન દમન અતિ કઠણ જણાયે
ભાગ્યનું પટોળું ભગવાન ખીંડે-મન.

---

કળી ના શકું લહી ના શકું ઉછળે શી ઉર્મી અંતરે
સમજું નહિ વળી કોણ કારણ આ વિકાર ઉરે ઠરે
કે આજ શું યુવા તણો ચમત્કાર અંકુર ધારતો
મન્મથ સજી નીજ તીવ્ર બાણ હું રંકને કાં મારતો.

ક્યાં નિર્વેભવી સન્યાસીનો વિશ્વાસ અને ક્યાં તમસાના ઉગ્ર પુરંધરની રાજકુમારી વસુંધરા અને છતાં એ મોહ છોડાતો નથી. મન્મથ મહારાજ પરાભવ પામું છું કાંતો છોડ કે કાંતો જોડ પણ વીવશ થયેલું શુન્ય હૃદય પ્રાણ પુરૂષને દેહરથમાંથી નીચે ઉતારવા તૈયારી કરે ત્યાં ત્હારાં તીક્ષણ ટંકાર તું કયાં ભરે. હે દેવોના દેવ રતી પતી શર સંધાન છોડી હમારો યોગ સંધાન કર અને પછી ભલે બાણ

ચલાવ–શું કરૂં, મદનદેવ તુંજ બુદ્ધિ આપ. હા ! એજ હૃદયની મત્ત દશાનું વર્ણન કરવામાં શો દોષ ? છતાં દુતત્વ માટે કોને યાચું ? વાહ, નીત્ય પરોપકારમાં મગ્ન તપ્ત શ્રમીત પથીકોને છાયાંશ્રય ઉપરાંત મીષ્ટ ફળ દાન કરી ઠારતું આ ઉન્નત આમ્રતરૂ શા માટે મ્હારૂં દુતત્વ ન સ્વિકારે. અચળ છે તથાપિ આકર્ષક છે મુંક છે છતાં સાવયવ છે. અહો ! માનવના મનોરથ પુરનાર કલ્પદ્રુમ મ્હારી યાચના સ્વીકાર. મ્હારી દશાને સ્પષ્ટ કરતાં આ મ્હારા ભોજપત્ર લેખને ત્હારા પર અક્ષત ટકવા દઇ શીકારના શોખમાં પરિશ્રમિત થઇ આશ્રય શોધતિ મ્હારી હૃદય વાસીની આ સ્થળ આવે તો આવકાર આપી આ લેખ તેને નહિ બતાવે ? અને ખરે તે વખતે ત્હારાં સુવાસીત કુસુમની પરાગ, વહેતા મીઠા અનીલ સાથે ભરી તેના મસ્તકને પ્રફૂલ્લ કરી મ્હારૂં સખ્ય ન કરે–હું ત્હને ભૂલીશ નહિ. ઓહો આવી સ્મર દેવ ? કેવી કૃપા ? સ્મરતામાંજ હૃદય મંદીરમાં જ્યોત જગાવી એ આવી શું છટા ?

( પત્ર લટકાવે છે અને છુપાય છે )

૨૪

શી સરસ છટા શી સરસ છટા મધુરી અલબેલી આવે
મદરંગ ભરેલ અનંગ છતાં લલના લાલીત્ય લોભાવે
તનુ સુંદર આંખ સરોજ મનોહર મુખ મીઠું મલકાવે
સખી વૃંદ મંહી નવ વીધ વાતલડી કરી કરી રસ વરસાવે
જોઉં કે આ મદન લેખમાં મ્હારા ભાગ્યની રેખ કેવી ચમકે છે.

( પત્ર ટાંગે છે ) ( છુપાય છે, )

( વસુંધરા અને દાસીઓ પ્રવેશ કરે છે ).

વસુંધરા–ઓહો આ જંગલ તો જાણે વસંતરાજ, સુત્તેમાન વસંત-

કુંજ સ્થાન. આનંદ પણ ખરે એકલાંને વરતાતો નથીજ. આ વનમાં કેવાં સુવાસીત મન પ્રફૂલ્લ પુષ્પો મ્હેકે છે. અહીંના વનચરો ખરે સુખી છે. આ સુગંધી સ્થળમાં સ્વતંત્રતા સાથે અનુપમ સુખને માણતાં હશે ? મંજુલા જતી વખતે આવાં ઘણાં ફૂલ લઈ જશું ? અને નંદા ! આજે આપણે ઘણો શ્રમ કીધો છે થોડો વિશ્રામ લઇએ તો સારૂં.

નંદા જેવી બાની મરજી. તો તો આપ અહીંજ બીરાજો એટલે હું આ પાસેના જળ ઝરણામાંથી આ વન કદળીના પાનમાં આપને માટે પાણી લઇ આવું. કૃષ્ણા રાત ચાંદરણી છે વ્હેલાં મોડાં જશું તો હરકત નથી.

વસુંધરા–નંદા, અંહી નહિ એના કરતાં પેલું ઉત્તમ નવ પલ્લવ રસાળ વૃક્ષ જાણે આવકાર દેતું જણાય છે. તેની શીતળ છાયાં નીચે આનંદ થશે ત્યાં જશું.

નંદા—ભલે જેવી ઇચ્છા. ખરૂંતો આપતો રસાળ વૃક્ષની છાયામાંજ આરામ કરશો.

મંજુલા–પણ ફળ વીનાના વૃક્ષને રસાળ કેમ કહેવાય ?

કૃષ્ણા–લો પંડીતા બોલ્યાં. ફળ નથી તેશું આવશેજ નહિ સર્વ કાંઈ રૂતુ આવશે એટલે આવશેજ તો અને ફળ નથી તો ફૂલતો છે ?

મંજુલા–ફૂલતો ઘણાંય હોય પણ ફળ્યાં વિનાના ફૂલ શા કામનાં મેંતો સાંભળ્યું છે જેટલાં ફૂલ પર ભ્રમર બેસે તેટલાંજ ફળે, બાકીના કરમાઇને ખરી પડે કેમ સાચું છે કે નહિ બા.

વસુંધરા– કવીઓ કવીતામાં કહેનો છે કે “ અલી વીણ ફળી કરમાય ”

કૃષ્ણા–તો બા–આ કળી પણ અલી વિના કરમાતી હશે ?

વસુંધરા ચૂપ, ઠઠોલી ન કર, નંદા–એનાં કરતાં પાણી લાવ અને કૃષ્ણા–મંજુલા, થોડાં ફૂલ લાવો. હા ! હા ! નંદા, જોતો ખરી, નંદા ? આ તળાવમાં પેલું કમળ કેવું સરસ ખીલ્યું છે કોઇ લાવી નહિ આપે ?

નંદા—પણ બા ત્યાંતો પાણી ઘણું ઉંડું છે વળી માંહે જાળ છે એટલે તરતાં પણ ફાવે નહીં જે જાય તે પાછા આવતા નથી એટલે એ ફૂલતો ઘણું મોંઘું છે અને આ તળાવનું નામ જાણો છો ? એને તો બધાં "ભૂતીયાં તળાવ" કહે છે.

વસુંધરા–તેમાં શું થયું ? બસ એ કમળ જે લાવીને મ્હને આપે તેને મોં માગ્યો શીરપાવ આપું.

કૃષ્ણા—બા, એવું એવું બોલશોમાં મોં માગ્યો શીરપાવ કહેશો તો બંધાઈ જશો અને જંગલમાંનું કોઇ ભાગ્યવાન ભીલકું સફળ થશે અને અવસ્થા જોઇ માગણી કરશે તો મોં માગ્યો શીરપાવ આપતાં અચકાશો, ને બોલ્યું ફોક થશે.

વસુંધરા–ચૂપ ઘેલાં ન કાઢ. તમસાની વસુંધરાનું અપમના કરવા કોણ સરજાયું છે.

કૃષ્ણા—અપમાનક રવાતો નહીંજ પણ માન આપવા તો સરજાયું હશે, ઇશ્વરે પોતાની સૃષ્ટિમાં કાંઇ અધુરૂં રાખ્યું નથી. પૃથ્વી કીધી તો પાળનાર કીધા, પાણી કીધું તો પીનાર કર્યા, હાથી ઘોડા કર્યા તો બેસનાર કીધા, ફળ કીધાં તો ખાનાર અને ફૂલકીધાં તો તોડનાર સુંઘનાર બન્ને કીધાજ હશેતો; પુરૂષ કીધા તો સ્ત્રી અને કામની કીધી તો કંથ એતો ચાલ્યાં આવ્યાં દ્વંદ. વસુને ધરનાર કીધી છે તો એને પણ ધારણ કરનાર કીધો હશે. આપણે તો વિશ્વાસ છે.

વસુંધરા–મંજુલા, કહે એને કેમ માનતી નથી ? વસુંધરાને માટે કીધાં હશે તો સમય આવ્યે વસુંધરા જોઈ લેશે. તેમાં એનો શો આવડો મદ એને કોણ ગૌરવ ગાવા કહે છે ? બંધ કર મોટી ભવીષ્યવેત્તા આવી.

કૃષ્ણા લો બા, તારે બંધ.

મંજુલા—રાંડ બટક બોલી છે. તે બોલ્યા વિના ચાલતું નથી જેવી ઉપર છે તેવીજ અંદર છે અને નામે વળી કૃષ્ણાજ પાડયું છે જવાદો બા, ચાલો એના કરતાં કહો તો કાંઇ રમીએ ગાઇએ અને કહો તો આ અરણ્યમાંથી કોઇ અવનવાં ફૂલ લાવી હાર ગજરા ગુંથીએ.

વસુંધરા–હા એ સારી વાત છે. કૃષ્ણા, જા ફૂલ લાવ.

કૃષ્ણા–ફૂલો તો લાવું પણ ત્યાં તો બધા ભ્રમરા છે મ્હને ડંખે. ભ્રમર વિનાનું ફૂલતો એકજ છે અને અહીંજ છે. પણ ચોગરદમ ઉદ્ધત થઈને વાતો પવન એના પણ મકરંદને વહી જાય છે અને ભ્રમરાઓ ભેગા કરે છે, કોઇ રસલંપટ લાલચુ ભ્રમર દોડી આવે તો નવાઈ નથી.

મંજુલા–રાંડ ત્હને ત્હારા મનનો ભમરો કડતો હશે બાકી અહીંતો ભમરોએ નથી ને ભાંગારોએ નથી.

કૃષ્ણા—પણ બા આપને તો વ્રત છે ને. નવી વસ્તુનું દાન કરી પછી સ્વીકારવું તે આ નવા ફૂલનો હાર કેને પહેરાવશો કયા નવલને ?

વસુંધરા–કૃષ્ણા હવે હદ થઇ છે ચૂપ કર નહીંતો શીકાર વીંધવા સાધેલું આ બાણ ત્હને વીંધશે.

કૃષ્ણા-વીંધશે કોઇ નવા ભોગીને હુંતો આ ચાલી ફૂલ લેવા ?

વસુંધરા–આપણે આ આંબાના વૃક્ષની આજુ બાજુ ફરતા જઇ

એક ગરબો ગાઇએ, અને પછી વખત રહેશે તો કાંઇ રમશું.

વિશ્વાસ-(સ્વગત) અહો ધન્ય તરૂ, તેં પણ ઠીક આંકર્ષણ કર્યું એ મંગળ મુર્તી અહીંજ આવે છે. હવે સાથે સાથે મ્હારો લેખ પણ બતાવ એવામાં હું એના ચીત્તને પ્રસન્ન કરવા એણે ઇચ્છેલું કમળ પણ લાવી આપું.

(કમળ લેવા જાય છે)

વસુંધરા—મંજુલા, તું ગરબો ગા. તું કહેતી હતી તે રાધાકૃષ્ણનો જોડયો છે તેજ ગા.

મંજુલા-બાની મરજી

૨૫

રે રાધા કૃષ્ણ ચંદ્ર વીના બની બ્હાવરી-રે રાધા.
ખોળે વન વન વન કુંજ કુંજ નટવર ગીરીધર મુકુંદ
વિરહ વ્યથિત ગોપી વૃંદ નંદ કુંવર લાલજી-રે રાધા.
પળ પળ પળ વીલપે પ્રાણ વિપળ વીપળ ભૂલતી ભાન
રટતી સ્મરતી મદન મુરતી ધરતી ફરતી કલપી કહાન કહાન—રે રાધા.

કામણગારો કાનડો ચડયો કદંબને ડાળ
મોરલી મધુર વગાડતો છુપા ગુણ ગોપાળ
હે રાધા તુંજ હૃદયમાં સદા કરૂં હું વાશ
અળગો હું જરીએ નથી કાં પેખો ચોપાશ
શુણી શબ્દ જોવા ધાઇ રાધા કંથજી
વીહ્વળ ઘેલી બની વીસરી છે પંથજી
નીચે કરગરેને કાલું કાલું બોલતી
દીન દયાળ પાસ હૈયું નીજ ખોલતી

લાગી લગન પ્રેમ અગન કરતી ભજન જપતી સુંદર શ્યામ
શ્યામરે રાધા.

જળ સ્થળ સઘળે શોધતાં મળ્યો ન મીઠો કહાન
વ્યાકળ બની ધરણી ઢળી ભૂલી રોતાં ભાન
સત્ય પ્રેમ નીહાળીને કૃષ્ણે પ્રગટયું રૂપ
પ્રસન્ન થઈ વ્રજ બાલીકા દીઠું સ્વરૂપ અનુપ
સ્તોત્ર સ્નેહ પુરિત ગાય ભકિત ભાખતી
નેન નીમીષ વીના નાથને નીહાળતી
ત્યાગી ગર્વને સંદેહ સર્વ કામની
શ્યામ સંગને પ્રસંગ મોહી માનીની

મોહન કાન્ત માધવ કાન્ત કેશવ કાન્ત વીઠ્ઠલ હરી ગોવીંદ
કાન્ત કાન્ત રે—રાધા.

---

નંદા—અલી કૃષ્ણા જા જા થોડાં ફૂલતો લાવ, બાને માટે ગજરા ગુંથીએ એ શું જુએ છે ?

કૃષ્ણા—અરે નંદા બ્હેન જુઓતો ખરાં આ કોઈએ જાહેર ખબર ચોંટાડી છે.

નંદા—રાંડ લવ લવ કરતી અંહી વળી જાહેર ખબર શી.

કૃષ્ણા—ત્યારે હશે કોઇ ભકત ભુવાનો હુકમ કે પછી જંતર મંતર કે બાધાનો ઉતાર પણ કંઇ ચોડયું છે તો ખરૂં !

વસુંધરા-મંજુલા જો એ શું છે ? લાવ જોઈએ,

( મંજુલા લાવે છે

વિશ્વાસ—( સ્વગત ) સચરાચર મદનદેવ જેવી પાર્વતીને સ્હાય કરી એવી મ્હને કર. પછી આ કમળ એના ચીત્તને પ્રસન્ન કરતાં એના કર કમળમાં શોભશે.

મંજુલા-આ આતો કાંઇ કવીતા જેવું છે. અને આશું આપનાજ બોલ "અલી વીણ કળી કરમાય" આતો કોઇ પ્રેમ તરંગીએ મદન દમનનું વર્ણન કર્યું હોય એમ જણાય છે પણ નાયક નાયિકા બન્ને અંધારામાં જણાય છે.

વસુંધરા-પણ વાંચતો ખરી !

મંજુલા—સુંદર ત્રટ નિર્મળ પ્રભા કમલીની સરવરમાંય
કમળ ખીલ્યાં બહુ ઓપતાં અલી વીણ કળી કરમાય.

વસુંધરા-(સ્વગત) ઓહો આતો સુંદર કૌમાર દેહનું ચમત્કારી વર્ણન, મધુર લેખક-(પ્રકાશ) શું ! શુ ! ધીમેથી વાંચ.

મંજુલા-કાં બા, આ સરોવર બન્ને કાંઠે ભરપુર માંહી નિર્મળ પાણી અને કમલીની, ઘણાં કમળ ખીલ્યાં, અને ભ્રમર વીના કળી કરમાય.

વસુંધરા-(સ્વગત) મુર્ખી આ ઉચ્ચ ભાવની રસજ્ઞતા એનામાં ક્યાંથી હોય ! પ્રભાનાં ઓજસ સરોવરમાં દેહ રૂપી કમલીનીને મુખ, શીર, નેન, કર, ચરણ રૂપ ઘણા કમળ ખીલ્યાં કહેતો કાંઇ કમળ ખીલ્યાં એ યથાર્થ અને તે અલી એટલે રસભોગી, પરાગ ગ્રાહક વીના કરમાય એ પણ યથાર્થ. વાહ કવી ? (પ્રકાશ) આગળ વાંચ જોઉં ?

મંજુલા-દેવ સરજ્યું દાનવ સરજ્યું કે માનવ નીર્માણ
અધર લહી ચાતક પીએ કાંતો પટકે પ્રાણ

વસુંધરા—હેં ! હેં ! પટકે પ્રાણ-

મંજુલા—કાં બા, વિચારમાં પડી ગયાં. તે ચાતકતો અધરથીજ પીએના એના ડોકમાંતો કહે છે છીદ્ર હોય છે તે ઉંચું મુખ કરીનેજ પીયે છે.

વસુંધરા-મંજુલા તું એનો અર્થ સમજતી નથી આ લેખક કોઇ

ખરેખર ઉત્તમ ભાવવાળો છતાં કોઈના પ્રેમમાં લુબ્ધ
વિવશ છે. આવા રસીક રસજ્ઞની પ્રીતીને પાત્ર થનાર કોણ
ભાગ્યશાળી હશે ? આગળ વાંચ જોઉં ?

મંજુલા— વિકળ ભ્રમર વનમાં **વસું-ધરા** ધરૂં નહિ. **શ્વાસ,**
કરૂણ હૃદયે કર ખીલવજે કમલીની ભ્રમર નીવાશ

વસુંધરા–હેં ? ( સ્વગત ) અંતર્લાપીકા અને એમાં મ્હારૂં નામ.
શું આ બધું સંબોધન મ્હને ઘટે છે ? વાહ હીંમત પણ તો
એમાં એણે પોતાનું નામ પણ પ્રકાશ કીધું હોવું જોઇએ.
( ચાશન ) મંજુલા લાવ જોઉં મ્હને આપ.

મંજુલા–ણા હવે બેજ લીટી છે તે વાંચીને આપું.

વસુંધરા–ઠીક.

મંજુલા-પુજારી કરવા પુજા કર અહી કુસુમ પ્રમાણ
નગર પ્રભાત મહી જતાં કળી મંહી અલીની હાણ

બા આ સાચું હશે કે ભમરો વળી કળીમાં રહી જાય
અને પછી કમળ ખીલે નહીં એટલે માંહી ગુંગળાઈને
મરી જાય.

વસુંધરા-( સ્વગત ) હા ! ખરૂંજ, જીવ રૂપી ભ્રમર કોઈપણ
ઇચ્છામાં આશકત થાય અને તે ઉપલબ્ધ ન થાય
તો તેની હાણ થાય એમાં શી નવાઇ ! ચતુર લેખક મધુર
કવી, ત્હારા હૃદયનો રોગ ખરેખરો જબરો છે. જેનો ચેપ
લાગતાં તુરતજ હું પણ વીવશ થતી જણાવું છું, ના પણ
ત્હારી પરિક્ષા લેવી જોઇશે અને તેમાં જોતું ઉત્તિર્ણ થશે
તો મ્હારા ભ્રમર ત્હારી હાણ થશે નહિ કારણ ત્હારા ગુંજા-
રવ માટે આ કમળ સદા ખુલ્લું રહેશે વળી એને કોઇ
સ્પર્શ કરશે નહીં અને વીલીન થશે નહીં એટલે તું મ્હલાય
એટલું મ્હાલજે પણ સબુર શી યુકિત કરૂં ? લાવ

સખીઓ જાણે નહીં એવો એનો ઉત્તર લખી પાછો જયાં હતો ત્યાં મુકી દઉં ! અને પછી જોઉં, જો એણે લખ્યું તેવીજ એની સ્થીતી હશે તો તો જરૂર એ પ્રતિ ઉત્તર માટે આટલામાંજ હશે અને અંહી આવશે. ( પ્રકાશ ) કૃષ્ણા, લે આ પત્ર જયાં હતો ત્યાં ચોડી દે અગર લાવ હુંજ મુકી દઉં. પ્રેમ લુબ્ધ ભમરાએ કોઇ એવીજ વન મલ્લિકાને લખ્યો છે અને આ તરૂને દુત બનાવ્યું છે. હશે બીચારાએ જેને લખ્યો હશે તે વાંચશે અને ઉત્તર આપશે આપણે શું? જાઓ નંદા; મંજુલા, બધાં પેલી વન ચંપેલીનાં ફૂલ વીણો અને હાર ગુંથો પછી આપણે સંતાગોળ રમીએ હજી વખત ઘણો છે. ( સખીઓ જાય છે )

શું લખું ? હા એજ

**વસુધરા** વળી માનવી-**શ્વાસ** એટલી આશ
નગર ન ઇચ્છયું સાંપડયું વનમાં કરૂં તલાશ
નથી કોમળ દળ કમળીની છું કાંટાળું ફૂલ
હંમ હોયતો તોડજે નહિતો ચાટીશ ધૂળ
નથી મધ મીઠું મુજમાં ભર્યૂં વિષમય દુધ
ગતી પાચન કરવા નહીં તો જાશે તુજ શુધ
નથી અમૃત જળ મેઘનું હુંતો કીચ્ચડ પંક
જો ગળી પી જાણીયે તો હું બેસીશ અંક

હવે ઘડી આ કુંજમાં સંતાઈ જાઉં સખીઓ શોધશે અને જડીશ નહીં એટલે ગમત પડશે. ( જાય છે ).

વિશ્વાસ-કલ્પવૃક્ષ ! પ્રણામ કરૂં છું સ્મરદેવ મનસીજ માનસીક વંદન કરૂં છું મ્હારા કાર્યમાં તહમો ઉભયે સ્હાય કરી લાગે છે, ઓ રતી રૂપ સુંદરીએ કાંઇ પ્રતી ઉત્તર લખ્યો જણાય છે. ( વાંચે છે ) હં-ગમે તેમ પણ તું મ્હારી સ્થિતી

અને રતી સમજી તો છેજ હો. હું ઇચ્છું છું કે હું ત્હને સુગંધ અને સુવાશ આપી શકું ? ના, ના, તું કોમળજ છે ત્હને કાંટાળું પુલ કોણ કહે ! હામ હોય તો તોડજે. હૃદય વાસીની તું મળવાની અભિલાષા મ્હારે સર્વાંગે હામ પ્રેરે છે. મીઠું મધ બસ મીઠુંજ છે. ના વીષમય દુધ નથી, હોય તો પણ તે ઐાષધી છે. મ્હારી નીર્જીવતાને સજીવ કરવા તે અમૃત સંજીવની છે હું પ્રમાણમાં લઇશ અને પાચન કરીશ. ઓહો પંક ખરેખર પંકજને ઉત્પન્ન કરવા વાળાં પંક ત્હારામાંજ ઉત્પન્ન થતી કમલીની નાળ વડે હું ત્હને ગાળીને પીઇશ. અને અંકમાં બેસાડીશ, પણ તું મ્હારૂં પ્રાક્રમ જોવા માંગે છે. ઓહો ! એ પ્રસંગને માટે કોને આમંત્રું ? પણ આ તેની સખીઓ આવતી લાગે છે.

( મંજુલા કૃષ્ણા આવે છે. )

મંજુલા—નંદા બ્હેન ! આજે બા સાહેબ કાંઇ વીચારમાં પડી ગયાં લાગે છે ?

નંદા—હા પેલો પત્ર વાંચ્યા પછી મ્હને પણ એમ જણાય છે. હશે, પણ એ કયાં ગયાં ? કેમ અહીંજ બેઠાં હતાંને વાહ ! અરે એતો કયાંઇ સંતાઇ ગયાં હશે. ઘડી ઠેકડી કરશે ને આપણો જીવે ઉંચો કરશે. હમણાં હમણાં એને એવી રમત ઘણી પ્રસન્ન છે આટલામાંજ હશે મંજુલા જોને—

મંજુલા—બ્હેન મ્હને બાનો તો કાંઈ પત્તો લાગતો નથી. પણ આ પેલા ઝાડ નીચે કોઇ વનવાશી જેવા ઉભા છે. કદાચ એજ ન હોય ! પેલો લખવાવાળો શું જોતો હશે એ આપણે જોઇએ.

નંદા—આપણે શું પડી, જે હશે તે—આપણે તો બાને શોધો.

વસુંધરા— ( કુંજમાંથી નીકળીને ) અરે હા ! હા ! મંજુલા જો

એ કોણ છે? અને ખાત્રી કર, જો એજ લખનારો હોય તો એને આવા અમર્યાદ લેખો લખવા બદલ સજા કરવી ઘટે છે. કેમ નંદા ? કેવી ગમત પડી ? પણ તું નિરાશ થઇ એટલે નીકળવું પડ્યુ ?

નંદા-હા, હા, બા જાણ્યું મ્હારી નીરાશામાં કોઇ નીકળ્યું નથી, આટલો વખત આપની સાથે રહ્યાં તે એટલુંએ નહિ સમજતાં હોઇએ, એતો પેલા લેખકને જોવા નીકળ્યાં છો, અને લેખ વાંચ્યો ત્યારના આપ વિચારમાંએ પડી ગયાં છો તે એ સમજાયું છે.

વસુંધરા—ચુપ બોલ ના, પણ જોવુંતો જોઇએ. નંદા, આપણે પરિક્ષાતો કરીએ એ કોણ છે? ચાલ ત્યાં.

નંદા-ચાલોને હુંતો આ ચાલી ( પાસે જાય છે. જોઇને )

વસુંધરા-ઓહો શું સુંદર સ્વરૂપ-સોનુંને સુગંધ-મુખપરથી જણાય છે પણ પ્રાક્રમી ! શું આ લખનાર એજ હશે ? પણ તો એ યોગ કેમ ખાશે એણે મ્હને જોઇ હશે ? મ્હારૂં મન કેમ આજ આમ પરાધિન થાય છે ? એને જોતાં મ્હારા સુખનો સૂર્યોદય થયો હોય એમ કેમ જણાય છે. આ વિકારો આજ આટલા જલ્દી મ્હારામાં કેમ પ્રવેશે છે ? હરી, હરી, જો એજ હોયતો શી યુકિતથી હું એને સમીપ રાખીશ. પીતા માતાને કહીશ એમાં શો પ્રતીબંધ, શી શરમ, પણ એની જાત ભાત કોણ હશે ? લાવ બધું પુછાવી ખાત્રી કરૂં. નંદા ! એને પુછને એ કયાંના રહેવાશી છે કેના દીકરા છે. શો ધંધો કરે છે. આ રાજ્યના જંગલમાં આ ઉદ્યોગ મચાવવાનો કોઈ અધિકાર કે હક ?

નંદા—( સ્વગત ) ઓહો આતો તરૂણ છે. મ્હારાં બાનું મન ડગાવે એવા પ્રાક્રમથી ભૂષિત છે ? પણ પુછું તો ! ( પ્રકાશ ) અરે તરૂણ

એ ભાઈ! ત્હમે કોણ છો. કયાં રહો છો, તમારૂં નામ, ઠામ, કેના દીકરા અને અંહી શું કરો છો ?

વિશ્વાસ-કોણે પુછયું એ ? ( સ્વગત ) શો જવાબ આપું ?

( નિશ્વાસ નાખે છે )

નંદા—મેં, તમસાની રાજકુંવરી વસુંધરાની દાસીએ.

વસુંધરા—નંદા, એણે કેમ નિશ્વાસ નાંખ્યો ?

વિશ્વાસ—શું મ્હારો નિશ્વાસ આપની દયા ઉશ્કેરે છે ?

વસુંધરા-એતો માનવ ધર્મ છે.

નંદા-પણ કહોતો આપ કોણ છો, અને પરાયા જંગલના વૃક્ષોને આવા પત્રો ટાંગી નીશાન કરવાનો હક કોણે આપ્યો, અને આ લેખની મતલબ શા ?

વિશ્વાસ-કહું ?

નથી જાણતો હું કોણછું ઉછર્યો કંહી જનમ્યો કંહી
પણ એક જાણું એટલું હું આજ ઉભો છું અંહી

વસુંધરા-એતો નવાઇ ! પણ ત્યારે ત્હમે રહો છો કયાં ?

વિશ્વાસ ત્યાં રાત વાસો હું કરૂં જે સમય કમળ બીડાય જ્યાં
તદપિ કુટી એક સમીપ સંતની બની નીશંક હું જાઊં ત્યાં.

નંદા-તેનું નામ ?

વિશ્વાસ-છે નામ યોગાનંદ તેનું કહું પીતા બહુ પ્રેમથી
છે સકળ પરીચિત જગત તેનું ફરૂં અતિ વીશ્વાસથી

વસુંધરા-આપણા રાજ્યગુરૂ તો નહીં ? તેજ હશે. પણ તો ત્હમે શું ખાઓ પીઓ છો ?

વિશ્વાસ-આશા ભર્યાં જળ વ્હેણને રસપાન જીવન ભોગતો
રસ મીષ્ટ પ્રેમ સુકંદ વન મૂળ ભાગ્ય ફળ હું ભોગતો

વસુંધરા—પણ ત્યારે આ ભયાનક જંગલમાં સહચર વીના એકલા

ફરતાં ત્હમને ચોર નીશાચરનો ભય નથી લાગતો ?

વિશ્વાસ–હા ! ભય સહુચર વીના–

સહુચર વીના નથી એકલો સહુચર સદા સાથે રહે
મુજ હૃદયવાસ કરેલ તે સહુચર મુને વનમાં વહે
વળી એક ભય નીજ પ્રાણ રક્ષણ વાત જન મનમાં વસી
પણ પ્રાણ માહરો પારકો પછી ન વાત ડરની છે કશી

નંદા–તો આ લેખની મતલબ.

વિશ્વાસ–સહુચરને સમજાવવાને.

નંદા—તે સહુચરનું નામ ઠામ.

વિશ્વાસ–ઉત્તર મળી ગયો છે એટલે હવે નથી કહેવાનું કામ,

નંદા–તો આ પરાયા જંગલમાં આવો ઉદ્યોગ મચાવી વૃક્ષોને નીશાન કરવાનો કંઈ અધીકાર ?

વિશ્વાસ–સર્વેશ્વર મદનરાજની સત્તા.

વસુંધરા–પણ નંદા, એમના સહુચરે ઉત્તર આપી દીધો છે તે શું કાંઇ વિશેષ એમાં લખ્યું છે ?

નંદા–(જોઇને) હા બા, વાંચ્યું એના કરતાં તો વધારે છે.

વસુંધરા–(કોપનો ડોળ કરતી) કયાં છે રાંડ મંજુલા ? મ્હને વાંચી તો ન સંભળાવ્યું.

વિશ્વાસ–રાજકુમારી હું વાંચી સંભળાવું ?

વસુંધરા–જા નંદા બોલાવ જલદી મંજુલાને ને કૃષ્ણાને

નંદા–જાણેછું બા સમજી ! અરે મંજુલા કૃષ્ણા

(જાય છે)

વસુંધરા–તરૂણ, નીસરણી વિના ઉંચે ચઢતાં પછડાવાનો ભય નથી લાગતો.

વિશ્વાસ–સત્ય પ્રેમને નીસરણીની શી જરૂર ?

વસુંધરા-પણ વ્યવહાર બંધન

વિશ્વાસ-તો તો મનોહરી રજા લઉછું ?

વસુંધરા-કેમ કેમ ! તરૂણ, કંટાળો આવે છે ?

વિશ્વાસ-ના એમતો નથીજ પરન્તુ નામ ધામ અને ઠામમાં પાછળ પડેલા દૈવ કોપના ભોગ છતાં સ્નેહાળ અંતરના અપરીચીત મનુષ્યના સ્નેહને આપ સ્વીકારી શકશો નહીં એટલે હવે રજા લઉંછું.

વસુંધરા-બસ આજ પ્રેમ કે ? એમ બોલો મા ! ઉતાવળા થાઓમાં ત્હમે મ્હને ઘણા ગમો છો ? હમારા રાજ્યમાં હું ત્હમને બોલાવીશ અને મ્હારા પીતાશ્રીને કહી યોગ્ય પદ અપાવીશ બાકી બીજું તો હરી ઈચ્છા ? કેમ છે વિચાર ?

વિ.--પરાધીન પ્રાણને વિ[illegible] વિચાર શો ? આપ મ્હારાં વીધાતા છો. યોગ્ય લાગે [illegible] વે છે રજા ?

વસુંધરા-કાં મ્હારી [illegible]

વિશ્વાસ-ટકવું તો ગમે [illegible] વામાં હૃદયની દશા ઉન્મત થાય છે.

વસુંધરા-તો મ્હારી સખીઓને આવવા દો હું એકલી છું તે મ્હને ડર લાગે છે.

વિશ્વાસ-રાજકુમારી ? ડર લાગે છે કેમ મનાય ? આ ઘોર અને વિક્રાળ પ્રાણીઓથી વસતા નિર્જન અરણ્યમાં સીંહના બાળ સમ નીર્ભય ફરનારી પ્રાક્રમી બાળાને ડર લાગે એ કેમ મનાય ? ખોટી વાત-

વસુંધરા-તરૂણ, ખોટું નથી સત્ય છે હું આ અરણ્યમાં નીર્ભય થઇ ફરતી હતી પણ ત્યારનું મ્હારૂં હૃદય અને હમણાનું હૃદય એમાં ફેર છે. મ્હારૂં હૃદય પરવશતાથી ભીરૂ થઇ ગયું છે. હું ડરકુ થઈ ગઇ છું.

વિશ્વાસ-તો તો હું સમીપજ બેશીશ. મ્હને પણ દુર જવું ગમતું તો નથીજ અવિનયની ક્ષમા માગી આપની પાસેજ બેસું ? કહો શી સેવા કરૂં ?

વસુંધરા—કાંઈ નહીં બસ મ્હારી સમીપ બેસો એજ પણ આ આપના હાથમાં શું ?

વિ.—આપના મનને આકર્ષનારૂં પેલા તળાવનું કમળ.

વસુંધરા-હેં ત્હમે સાંભળ્યું હતું ? અને લઈ આવ્યા ?

વિ.-હા સાંભલ્યું હતું અને સરત પણ સાંભળી હતી !

વસુંધરા-તે શરત શું ? હું જાણે ભૂલીજ ગઈ-

વિ.—હા હવે ભૂલ્યાં હશો ન્હોતું કહ્યું મ્હોં માગ્યું દેવાનું-

વસું-હા એવું કાંઈ કહ્યું હતું ખરૂં તે ત્હમો શું માગશો,

વિ.—કમળ સાટે કમળને ધરનારી કમલીની સીવાય બીજું શું માગું ! કાંતો આપ દ્યો અગર એ કમળપર આ બીજું કમળ લ્યો ( માથું વસુંધરાના ખોળામાં નાખે છે.

વસુંધરા-( સ્વગત ) અરે આતો સખીએ કહ્યું હતું એજ (પ્રકાશ) પણ તરૂણ-

વિ.-પ્રિયતમે !

વસુંધરા—( ચમકીને ) હું-

વિ.—કાં કોપ્યાં ?

વસુંધરા-ના પણ-

વિ.--કહો, કુમારી

વસુંધરા-કાં એમ ?

વિ.—તો શું કહું ? કહું હૃદય કહે છે તે, પ્રિયતમે ?

વસુંધરા-કહો ! આપે મ્હને સર્વ રીતે જીતી છે.

વિ.—ત્યારે હું શું સમજું ? આશા કે નિરાશા અને આપ મ્હને શું કહેશો !

વસુંધરા—તરૂણરાજ, કેમ કહેવાય. મ્હારો મન સંકલ્પ પુછો તો
હું ત્હમને હક આપું છું અને "કાન્ત" કહુ છું પણ—
વિ.—ના એમ નહિ હવે તો કાંતો પ્રિયતમાને કંઠે પ્રેમાશ્લેશની
રજા કે પછી—અળગા થવાની રજા પણ
વસુંધરા—નહીં અટકચાળું નહિ, મ્હારા કૌમારને કલંક નહિ.
વિ.—પણ એમાં કલંક શું? પ્રાણે પ્રાણ મળયા તો દેહે દેહ મળવી
જોઈએ હવે માની જાઓ.

૨૬

સલુણી સમજીજા. છબીલી તું માની જા.

વસુંધરા—ના શરમાવો
વિ.—ના તરસાવો
વસુંધરા—જીવન કાન્ત વીંહ્ળતા વારો
વિ.—શરણાંગત લઇ શરણ ઉગારો
વસુંધરા—અધીરા ન થાઓ ઠાલા ઝાઝું ન લોભાઓ વ્હાલા
વિ.—તો શું મીઠું બોલી રાચો વ્હાલી એજ પ્રેમ સાચો
વસુંધરા—તરૂણરાજ સાહસ શું સારૂં
વિ.—મદનરાજ માને ના મ્હારૂં.
વસુંધરા—પણ મ્હારો વિશ્વાસ નથી?
વિ.—વિશ્વાસ તો ત્હારોજ છે પણ વસુંધરા!
વસુંધરા—એ એ આપનીજ છે.
વિ.—ખરે?
વસુંધરા—સાચું માનો પ્રિય રસીક છો સુખ શણગાર
વિશ્વાસ—એમ!
વસુંધરા—ચાહે ખોલી જુઓ હૈયું આપ હૃદયાધાર
વિશ્વાસ—તો તો અધર અમૃત રસ સુંદર પા—

(વિશ્વાસ ચુંબન કરે છે)

વસુંધરા-ઉંહું આ શું ! અટકચાળું. પુરૂષો અવળચંડાજ હોય છે. છોડો છોડો આ મ્હારી સખીઓ આવી અંહ ક્યાંથી આવી આટલી જલદી.

વિ—ખરેખર ક્યાંથી આવી આટલી જલદી ?

વસુંધરા-નંદા, આવી તે હાર લાવી ?

નંદા-અરે હા, હાર લાવી, ફૂલ લાવી, ગોટા લાવી, કલગી લાવી તો એ આપની વાત પુરી થવા ન આવી ?

વસું-ક્યાં છે હાર ?

નંદા-આ તૈયાર.

વસું-વાહ શું હોંશીયાર.

નંદા-પધારો બહુ થઈ વાર.

વસું-હા ચાલો, વખતનું તોં ભાનજ ન રહ્યું

નંદા શાનું રહે ?

વસું-અને નંદા ? ત્હમે તો બધાં ચાલી ગયાં અને હુંતો રહી ગઇ એકલી, ગમ્યું એ નહિ અને—

નંદા-કેમ ! આ ભાઇ હતાને.

વસું-પણ અજાણ્યા સાથે શી વાત

નંદા-તે હજી એ અજાણ્યા ?

વસું-સાંભળતો ખરી.

નંદા-કહો શી કળ કરી.

વસું-પછી મ્હારા મનમાં થયું લાવ હું એ થોડું આ જંગલમાં ફરૂં અને ફૂલો ભેગા કરૂં. અને ત્હમો મળી જાઓ તો કહું ઘર તરફ વળું.

નંદા-પછી, પધાર્યા તો નહિ ?

વસું-શું પધારે કરમ. ત્યાથી ત્યાં સુધી આવી એટલે ઠેશ વાગી, પડતાં પડતાં બચી પણ પગની આંગળી લચી.

નંદા-અરરર ! પછી ?

વસુ'-કંઈની. પછી શું, મ્હારાથી હલાયે નહિ અને ચલાયે નહિ એટલે બેસી ગઇ.

નંદા-ત્યારે હવે ?

વસુ'-હવે શું. હવે તો સારી છે.

નંદા-તે એકદમ સારી પણ થઇ ગઇ ?

વસુ'-પણ આ ઉભા છે એમણે જોઇને મોચકાઇ હતી તે બેસાડીને

નંદા-કેણે આ ભાઇયે ?

વસુ'-હા એમણે એમણે. પછી વળી ચાલી.

નંદા-પછી ?

વસુ'-પછી, શું કપાળ અધુરામાં પુરો કાંટો લાગ્યો.

નંદા-કાંટો ! કયાં છે ? કયાં વાગ્યો ?

વસુ'-તેએ એમણે કાહાડી નાંખ્યો.

નંદા-હેં ! તેએ એમણે કહાડી નાંખ્યો ? ત્યારે તો એમનો ઘણો ઉપકાર,

નંદા-પણ હવે આપને કેમ છે ? બા.

વસુ'-જરા જરા દુઃખે છે. બહુ સારૂં ચલાતું નથી.

નંદા-તો તો ચાલો જલ્દી જલ્દી ઘેર.

વસુ'-હા ચાલો. પણ આવે છે ફેર.

નંદા-બળયા ઝેરી કાંટાની લ્હેર

વસુ'-તે તો કોણ જાણે પણ ઈશ્વરે કીધી ખેર.

નંદા-અને આ ભાઇની પણ મ્હેર.

વસુ-હા, એમનો પણ ઉપકાર-

નંદા-કહો તો પહેરાવું આ હાર.

વસુ'-જેવો ત્હારો વિચાર પણ એમને કહીતો દે જરા વીવેક તો કર.

નંદા-હા, હા, એ કેમ ભુલું ? કહું કે રાખજો મ્હેર અને
પધારજો ઘેર (વિશ્વાસ પાસે જઇને)
તરૂણ રાજ ઉપકાર હું માનું કાંટો કહાડી દુઃખ નીવાર્યું
નીશાનીમાં હાર પહેરાવું આપ સ્વીકારો કંઠ સોહાવું. હ્યો
હવે રજા.
વિશ્વાસ—પ્રેમીને સજા
નંદા-કુશળ કરી કદી લખજોજી
વિશ્વાસ-દીન સેવકને સ્મરશોજી.
નંદા—પ્રસંગે પધારી કરી પાવન હમારી નગરીને પ્રીતધારી
કરજો આભાર—



# પ્રવેશ ૫ મો.



સ્થળ—યોગાનંદની પર્ણકુટી સમિપ.
પાત્ર-વફાજી, સાધુઓ, યોગાનંદ

વફાજી - ૨૭

જનમ થકી હીણભાગી જનમ્યો કુખ જનની લજવાઇ
અપલખણો અપશકુની પશુ સમ સઘળે હું દુઃખદાઇ
લીલ ફળ ફૂલ બાગ સુકે અકર્મી ધરૂં હું પાગ,
કોણ વીધાત્રા મ્હારી લેખ કર્મ લખ્યા કારી,
વ્યર્થ જીવન ધરણીને ભારી ભાગ્ય દશા પરવારી

આશા એક ફળી નહીં મ્હારી-જનમ થકી-

અફશોષ ? કુમારનો પત્તો લાગતો નથી, આ તમસાના જંગલે જંગલમાં તલાશ કીધી પણ નીરાશા કર્મે લખેલી છે. હવે ભાગ્યનો આરો જણાય છે. બસ નીરર્થક પ્રયત્નથી શું ફળ? દુષ્ટ વિધાતા નિર્દય ભાગ્ય-

સાધુઓ—સંધ્યા આરતીકી જય જય સીતારામ

વફાજી-અહો ! અંહી કોઇ સંતનો આશ્રમ છે ! મ્હને પણ વીશ્રામની જરૂર છે કેવું નીરૂપાધીક જીવન ! ઉપાધીના સંસર્ગથી મુકત થઇ હરી ભકિતમાં લીન બની મસ્ત વીચરવું, એજ સંસાર યાત્રાની પરીસીમા બસ હું પણ હવે એજ સાધીશ, ભાગ્યે કોઇ મહાત્મા મળે તો અવશેષ જીવન સફળ કરવા ઉપદેશ લઉં અને તૃષ્ણાને તીલાંજલી આપું !

સાધુઓ— ૨૮

મનરે મસ્તાના મોરા સમજ શોચ કાંઇ
દીલરે દીવાના મોરા કરી લે કમાઇ
જો પલ કરમ કરન કછુ મીલી મત દે એલ ગમાઇ
ધરમ બાંધ ગઠડી કર સાથે નહિતો રહેગા પછતાઇ—મનરે.
એ કાયા નહિ સાથ રહેગી મીથ્યા મોહ સગાઇ
જનમ જોબન ઓર જરા હોય કે રહેગી કંઇક કૂંકાઇ-મનરે.
મમત છોડ હરી ભજન કરી લે એ આખર હે ભાઇ
જમ ચલના ફીર યહાંસે હોગા નહિ તેર બેટા અરૂ માઇ-મનરે.
નીરંજન નીરાકાર કી જે સદ્દગુરૂ નાથકી જે.

( વફાજી પ્રવેશ કરે છે

વફાજી—નમો નારાયણ મહાત્મા પ્રણામ કરૂં છું.
યોગાનંદ—આવ. બચ્ચા, કલ્યાણ હો, કહું કયા મનસા હય ?

વફાજી મહારાજ, યે સંસારકી ઉપાધીયોંસે દુઃખીત હુવા મેરા મન અબ બૈરાગકુ પ્રાપ્ત હુવા હય ઔર આપ મહાત્માસે ઉપદેશ લે કર જીવન અવશેષ સુફળ કરના ચાહતા હય.

યોગાનંદ (વફાજી તરફ નીહાળીને) નહિ બચ્ચા યે તેરા બૈરાગ્ય પરીપક્વ નહિ હય. અલબત સંસારમેં સુખકા દર્શન નહિ હોનેસેં તું અબ નીરાશ હુવા હય મગર તેરી વાસના અબતક વીલીન નહિ હુઇ હય. સબબ તું ભેખકા અધિકાર નહિ હય, ઔર અભીબી તેરે ભાગ્યમેં કર્મ કરનેકા રહે ગયા હય. ઔર અબતું સુખહી પાયગા. બૈરાગકો લાને વાલી નીરાશાભી સુખકી દાતા હય, ઔર આશાકી ઉત્પાદક હય. મગર તું નીરાશ ન હોના એ મઠમેં અતીથીઓકા સર્વ રીતી આદર હોતા હય. તેરેકુંભી અધીકારાનુસાર શ્રવણ ઉપદેશ દીયા જાયગા. આનન્દગીરી, એ ભૈયાકા ખાન પાનકી વ્યવસ્થા કરના. કયા નામ હય ?

વફાજી મહારાજ મ્હારૂં નામ વફાજી છે.

યોગાનંદ—(સ્વગત) બ્હોત ઠીક, વિશ્વાસકો વફાજીહી ચાઇતા હય જાઓ.

(આનન્દગીરી વફાજી સર્વ મહાત્માને પ્રણામ કરી જાય છે)

યોગાનંદ—ઠીક હુવા ? એ નયા પુરૂષ કોઇ રાજદ્વારી જયસા દીખતા હય મેરી એક ચીન્તાકા નીવારણ હોગા મગર કયા વિશ્વાસ અપના હાલ પા ગયા હોગા આજ કલ વો બોત બીચારમેં રહેતા હય, મગર મીજે સન્યાસીકુ ઈસ લડકાકી ઇતની કયું મહોબત હોના ચાહીએ. હાં જરૂર, પાલક બનનેમે સહવાશ મહોબત કરતી હય. ઇસ સબબસે કોઇ વીષયકા પાલક હોનાંહી નહિ.

બેર અબ હુવાસો હુવા. મગર અબ ઉનકોપર આતી

હય તો કભી ઉડ જાયગા--મેરા ધર્મ હય કે ઉસકો કદી સુરક્ષિત દેખના વિશ્વભર સહાયક હય.

૧ સાધુ—ગુરો ? તમસા નગરસે મહારાજ પુરંધરકા એક સવાર આયા હય ઔર ખતલાયા હય જવાબકી જલ્દી કરતા હય ઔર વિશ્વાસકુ સાથ લેજાના ચહાતા હય.

યોગાનંદ અચ્છા. સવારકી યોગ્ય વ્યવસ્થા કરો, ખત લાવ, ઔર વિશ્વાસકુ ઔર વો નયા પુરૂષ વફાજીકો દોનોકુ અંહી ભેજો ( સ્વગત ) યે ઠીક હય, અબ મય ઉપાધીસેં મુક્ત હોંગા ઉનકાભી અચ્છા સ્થાન મીલેગા. જહાં વો અપના પ્રાક્રમ ઔર બુદ્ધિ પ્રકાશેગા આર ઈશ્વર ઇચ્છાસેં અપની મુળ સ્થીતીકોભી પાયગા—સમય આયગા જબ વો સુવર્ણ પદકકી જરૂર લગેગી. ઔર ઉનકા જન્મ હાલ તબ વો જાનેગા, એ નયા મનુષ્યકુ વિશ્વાસકી સાથ કરનેમેં કોઇ હર્જ નહીં હય, વો અપના નામાનુસાર વફાદારહી હય

( વિશ્વાસ, વફાજી આવે છે તથા સાધુ કાગળ લાવે છે )

વિશ્વાસ-વફાજી—મહારાજ પ્રણામ કરીએ છીએ.

યોગા⋯બેઠો બેટા પુરંધર મહારાજકા યે ખત પઢલું કયા ભેદ હય ? ફીર બાત કરૂં.

વિશ્વાસ-( સ્વગત ) પુરંધર, તમસાનો ખત શું હશે ? પ્રભુ-પરમાત્મા !

યોગા—બેટા વિશ્વાસ-મીજે તો બડી ખુશી હોતી હય, મહારાજ પુરંધરને તેરી બુદ્ધી ચાપલ્યતા ઔર પ્રાક્રમ સુનકે તેરેકુ અપની દરબારમેં બુલાયા હય, ઔર વો તેરેકુ અપની પાસ રખના ચહાતા હય; કયું તેરી કયા મનસા હય ?

વિશ્વાસ—પીતાજી, મયનેતો અબતક આપકી સબ ઇચ્છાકુ આજ્ઞા કરકે માની હય ફીર ઈસ બાતમેં કયા કહું.

યોગા—બ્હોત ઠીક હય, તું આજ્ઞા પાલહી હય તેરેમેં બહોત શુદ્ધ સંસ્કાર હય ઔર મયનેભી સબ બાતોકા બીચાર છોડકે તેરા જીવનકી ગતીકો શુદ્ધ ઉન્નત ઔર વીપુલ કરનેકી કોશીષકી હય તેરા કલ્યાણ હો મીજે ખેદ ઇતનાહી હય, તેરા જાનેપર એ અરણ્ય યે કુટી સબ મીજે ઉદ્દાસી લગેગી, પરન્તુ તેરા શ્રેય હોતા હય. તો જા ઔર યે વફાજીકુ મય તેરી સાથ કર દઉંગા ક્યું વફાજી ?

વફાજી -મહારાજ, મયભી જબસે ઉનકો દેખા હય, સબ દુઃખ ઔર દર્દકુ ભૂલકે જાનો મેરા ગુમ હુવા જવાહીર કો મેરા અલોપરત્નકુ પાયા હું ઇતના આનંદ માનતા હું. આપ નીશ્ચિન્ત રહેના, મય બ્હોત આનંદસે ઇનકી સેવા કરુંગા.

વિશ્વાસ—ઔર મયભી ઉસકો ચહાતાહું .

યોગા—મગર બેટા, તુ હમે ભૂલેગા.

વિશ્વાસ-હરગીજ ન હોગા, ઔર પીતાજી, આપકા સબ એસાન આર ઉપકાર ખ્યાલ કરતે મીજે જાનેકીભી ઇચ્છા નહી હય અબકે જબ આપકા વૃદ્ધાવસ્થામેં મેરે આપકી સેવા કરકે આપકો પ્રસન્ન કરના ચાહીએ, પીતાજી, મય જન્મો જન્મ આપકા રૂણી હું ઔર રહુંગા, આપકો કયસે ભૂલું ?

યોગા—કુછ ફીકર નહિ બેટા. કલ સુબા તુમારા જાના હોગા. વફાજી, વફાદાર રહેના, ઔર ઇનકો અપના પ્રભુ માનકે સેવા કરના જીસકા ફલ તુજે બ્હોત અચ્છા મીલેગા ઔર ઇશ્વર સહાય કરેગા. જાઓ.



# પ્રવેશ ૬ ઠો.

સ્થળ—બગલીનું મકાન

પાત્ર-બગલી, કોલા.

બગલી-મેંતો ખરા નખરામાં દુનિયા ડોલાવી
રૂપ રંગે ને ઢંગે લોભાવી લલચાવી મોહાવી, લટકાવી-મેંતો.
કોઇ વીલોકે મુખ મધુર કોઇ નીહાળે નૈનનું નુર
કોઇ બને ચકચુર પુર જોબન રંગવાળી-મેતો.
ચાલું કંઇ ચાલ મંદ મસ્ત મદન હાથીણી
કદી મૃગ બાળ સમી ઠેકતી હું ભામની
કદી કદી હંશ ગતી સજજ કરૂં કામીની
વહું વળી વંક સીંહણ લંક માન માનીની
મીઠી જરા મલક મુલક દઉં ડુબાવી-મેંતો ખરા.
મૂર્ખા! મૂર્ખા! આ મરદ એટલા મૂર્ખા એના ગુરૂએ મૂર્ખા સ્ત્રી તે કોઇની થઇ હતી ને થવાની હતી? તેમાં વળી હું બગલી, ભલેને બધા મનમાં પરણે ને મનમાં રાંડે પણ અંહીતો કોઇનાં ઘર ન માંડે. અંહીતો વેળાએ મળે તે કેળાં નહિતો સદા એકેલાં પણ પરણીને રહેવું ભેળાં થવું ઠબેલાં એતો નહિ શીખેલાં પણ આ મી. કોલા આવ્યા, જોઇએ શું લ્હાણુ લાવ્યા? (ચાશન) ઓહો! પધારો, પધારો, મી. કોલા કેમ કાંઇ વિચારમાં ડાલંડોલાં.

કોલા-એજ, જ્યાં ત્યાં ત્હારાજ આવે છે ઝોલા-છતાં તું ખવાડે છે ટોલા.

બગ-કેમ એમ! હું શું આપને ચહાતી નથી?

કોલા–ના, એમતો કાંઇ નથી પણ બોરડીયે આવીએ ત્યારે બોર ખાઇએ તેનાં કરતાં આંગણામાં રોપીયે તો કેવું સારૂં?

બગ–કહેવામાં વારૂ! બાકી મીઠાશીએ ખારૂં કાંટો વાગે તો કોને પોકારૂં? (સ્વગત) જોયા વિચાર

કોલા-કાં બોરડી વાવતો હશે તે વાળતો નહીં હશે?

બગ–વાળે પણ અડધું બાળે.

કોલા–ત્યારે તું સદાની મ્હારી નહિ થશે?

બગ–કોણે ના કહી હું તો આપનીજ છઉંના?

કોલા–તો થાઓ તૈયાર.

બગ–કયાં?

કોલા–જ્યાં જવાય ત્યાં.

બગ-ભાગી જવું?

કોલા–ના છોડી જવું.

બગ–એતો ઠીક પણ ધોતાળની બ્હીક.

કોલા–તેને દેવી કીક ને પરભાર્યા પોબાર.

બગ–પણ પાછળથી થાય સવાર

કોલા—તો પહોંચાડો પાર આટો કુટો બ્હારો બ્હાર.

બગ–વાહ બલીહાર તો તો આપણે તૈયાર

કોલા–તો ચાલો શી વાર?

બગ–હમણાંજ.

કોલા—હા, હા, એતો તરતદાન ને મહા પુન.

બગ–(સ્વગત) આ એ છે એક મજા. સટકવા તો ન દઉં. બન્યો છે ગુલતાન. શું મ્હારૂં રૂપ ને શું મ્હારૂં વાન સાથે જાઉં તો થાય હાણ ન જાઉં તો જાય વ્હાણ. શું કરૂં? અહીં બોલાવું થાપ આપું બધું પડાવું અને ધોતાળનું તો થશે ત્યારે પણ એનુંતો અત્યારેજ. બગલી! વેળા વીતે કરમમાં કુશકાં એતો પડો કુદીને મારો ભૂસકા

ચાશન ) ઠીક. વ્હાલા-મ્હને આ ધોતાળના દુષ્ટ પંજા-
માંથી છોડાવવા બદલ શું ઉપકાર માનુ ? હું ખરેખર
એનાથી કાઢી ગઈ હતી.

( ધોતાળ પ્રવેશ )

ધોતાળ–રહ્યો છે એક કાંટો માર્ગમાં રાજા તણો ભારી,
ઉખાડું વાર જે એને ચઢે ધોતાળની સ્વારી,
બનું મહારાજ મ્હેરૂં તાજ બગલી જાનથી પ્યારી,
પણ બદમાસ છે કોલો પ્રપંચી પુર્ણ દુઃખકારી.

બસ બસ, એજ દેશ નીકાલ, રાજા આપણે તો તે શું માલ,
કરશું કાંઇ ચાલ અને દેશનીકાલ અહો ! પણ આતો એજ
કોલો બગલીને ત્યાં ! ખાનગી વાત ! વાહ કાંઇ ભેદ છુપા-
ઇને સાંભળું ?

કોલો—ખરેખર.

બગ–અરે બોલોના. બડો ચંડાળ. હુંતો તોબા તોબા થતી અને
આવે કે માળા જપતી. કયારે ટળે કે કળ વળે.

કોલો–પણ હવે શી છે ગતી.

બગ–હવે તો ત્હમે થયા છો મ્હારા પતી એટલે શી ચીન્તા
હતી ?

ધોતાળ–( સ્વગત ) હું ! હું ! કોલો પતી, વાહરે સતી, ત્યારે
આ વાત પણ મ્હારીજ હતી ? ઠીક કોલા બચ્ચા સંભાળજે.
સીંહનું કોટર છે.

કોલા–લે ઠીક, હવે એ ધોતાળનું મ્હોડું બાળ અને બારણે પગ
કહાડ.

બગ–પણ વ્હાલા ! તે આપણે ભાથું બાથું જોઈશે. વળી મ્હારી
આતી પોતી, બધું અંહીયાંજ એટલે હું તો રહું રોતી.

કોલા-અરે શોતી શું રહે? આપું લાખ લાખનું એકેક મોતી
છતાં મરજી હોય તો બધુ બાંધી લે.

બગ-અને ત્હમારૂં?

કોલા-હું એ મ્હારૂં લઇ લઈશ.

બગ-ત્યારે વ્હાલા એમ કરોને હું બધું સર સામાન પણ ભરૂં
અને ભાથાનું પણ કરૂં આપ આપનું લઇ અંહિજ આવો,
વળી હજી તો ઘણું વ્હેલું છે જરા પાછલી રાતે નીકળશું.

કોલા-બહુ સારૂં એ એ પણ ઠીક છે મ્હારી મીઠી હું આ
ચાલ્યો અને આ આવ્યો મ્હને કાંઈ લાગવાની નથી
વાર. માટે રહેજો તૈયાર વાગે બાર ને અહીંથી પોબાર.

બગ-અરે હારે હા. આપણા સાડા અગીયાર.

ધોતાળ-ઠીક, તો આપણા અગીયાર. માળો શું પેચદાર. આ બધો
એનોજ વિચાર. પણ બચ્ચા! ધોતાળ પણ ભણ્યો છે ત્હારા
ટાંટીયા ત્હારાજ ગળામાં અને બગલી ત્હનેએ હવે પરખી.
રાંડ મોઢાની મીઠી આજે ત્હારી જાત દીઠી પણ હવે જોજે.
લાવ હુંએ જાણું એક રસી લાવું. રાંડને સુરકેટાટ બનાવું
અને અંધારી ઓરડીમાં પુરાવું (જાય છે)

(શંખલારથી પ્ર-શ)

શંખ- ૨૯

ઇશક આંધળો મરદ પાંગળો મર્દ ઇશ્કપર સ્વારજ થાય,
ભૂલી મર્દ મર્દાની બની મુડદાલ પ્યાર બતલાવા જાય,
મસ્ત ઈશ્ક ચંડુલ કબુલ ઓરત બનીયે ઓરત હરખાય,
લટક મટક અલબેલાં થઇ ફરીયે લલના લાડી લલચાય,
સાડી ઓઢી પ્હેરીલો ચણીયો કસી કંચુકી ભર જોબન કાય,
સુંછ રીંછનું પુંછ શુળ સમ દેખી દીલ દીલદાર દુભાય,

ઘર ખેતી શી ફીકર મુંડાવો મુછ બધા રમણી રીઝાય,
મન હરણી કાજે સૌ કરવું એમાં શી અવગણના થાય.

માળી; કેય કે હું તો મહોલ્લામાં ઉભી ઉભી ભાયડા સાથે વાત ન કરૂં ? મ્હારી ફજેતી થાય તો ભલે ભાયડા સાથે ન કરે પણ બાયડી સાથે તો કરેના પછીને હાંશી ન થાય. અને આ એથી સ્વાંગ સજવો પડયો હવે કોણ કહેશે કે

છે ભાયડો ? પણ હજી કોણ જાણે કેમ પગલાં વાગતાંનથી. અને આ ભાભારામની પુરૂષાતનની ગોળીમાં તો નર્યું અફીણ જણાય છે. અત્યારથી તો ઝુંફ્ણ આવવા લાગી. એના કરતાં અંટાલદાસની કસ્તુરીની ગોળી સારી. વળી પેલો લટ્ટુનો મહેતાજી લપોડશંખતો કહેતો હતો કે ગર્ધવશંકર વૈદ્યના દીકરા ગપ્પીશંકરે વાજીકરણ લેપ સારો બનાવ્યો છે. અને મૂર્ખ વૈદ શીરોમણીનો ચાંદ મેળવ્યો છે, આપણેયે અજમાવી જોશું. વાજીકરણ એટલે ઘોડા કરવો. મરદનો ઘોડો થાય તો પછી ગધેડો થતાં વાર શી ? પણ રાંડની ઊંઘ કેમ કેડે પડી ? ઠીક. આરામ કરીયે, સૌ આફૂડી ઉઠાડશે. ( સુઇ જાય છે, )

ધોતાળ—ઠીક, રાંડ દગાખોર લુચ્ચી, બાપની સાથે જવા બની ઠનીને તૈયાર બની બેઠી છે. ( પાસે જઈને ) ઓહો ઉંઘમાં છે. ચાલો સારૂં, જે થાય તે ઠીક. હવે કયાં છટકશે, અને બચ્ચા કોલ્લા ત્હને હવે અત્યાર પછી જોઇ લઇશ આને પ્હેલાં વગે

કરવા દે. ( લઇ જાય છે )

( તર્કટી પ્રવેશ )

તર્કટી—આજે ખરેખરી ગમ્મત પડશે. પેટ ભરી ભરીને હશવાનું જરા જો વાંધો હોય તો ના કહેશું. મુછ કઢાવવાનું એને વસમું લાગતું હતું પણ હું કાંઇ છોડું એમ નથી. કેટલો બેવકુફ ?

બાયડી બનીને આવશે ત્યારે નર્યો હીઝડા જેવો દેખાશે. આપણે શું બે ઘડી ગમત રમત કરી પૈસા પડાવવા અને મોજ કરવી હજી કેમ જણાતો નથી? લાવ ઘડી આ થાંભલા પાછળ છુપાઇને ઉભી રહું. ( છુપાય છે )

( કોલા પ્રવેશ )

કોલા-રાંડના બોલવામાં ખરેખર ઢંગ નહોતો. પાકી જણાય છે. કદાચ ધોતાળ માફક મ્હને એ ઉડાવી મ્હારો માલ હજમ કરવાનો મનસુબો કીધો હોય પણ તે તો ઉલ્લુ છે. અને આ કોલો તો કાચો નથી. કદાચ એનું મન ફરી ગયું હોય અને આનાકાની કરે એના કરતાં આ ઉપાય સારો છે. બસ જાણે નહીં તેમ રૂમાલમાં છાંટી નાક આગળ ધરી દેશું ક્યાં જશે? ઘેનમાં આવી કે ઉપાડ પછી ઓ ઓ ને બોઓ. પરદેશમાં ગયા કે બસ, એની મેળે આપણી થઇ રહેશે. ડાક્ટર લોકની સાથેની દોસ્તી આમ કામ આવે. ઓહો! લે આતો અહીંજ ઉભી છે કોણ જાણે શો મનસુબો કરતી હશે. માનો કંહી મીન છોડકે બીન બજાને લગીહે લાવ હવે વાર કરવાનું નથી.

( જઇ ક્લોરોફોર્મ તરકટીને સુંઘાડે છે )

તરકટી—ઓ એ–ઓ ઓ.

કોલો-હવે ઓ ઓ ને આ આ ચાલો. ( જાય છે. )

બગલી—અગીયારતો ક્યારના વાગી ગયા ( ઘડીયાળ કહાડી ) અરે આતો બાર પણ થઇ ગયા હજી કેમ મી. કોલા જણાતા નથી? કદાચ કામમાં રોકાયા હશે અગર મ્હારી કસોટી કહાડવાતો નહીં આવ્યા હોય? હશે, આપણે શું? એ ક્યાં આપણા કાકાનો દીકો છે. પણ આ કોણ આવે છે, ધોતાળ

તો ન હોય ? (લદુ પ્રવેશ)

લ૰–રાંડ મને છોડીને પેલા મુરખના જામને વળગી છે. અને ઘણું ખરૂ આ જગ્યાએ મળે છે બસ આજે છોડવી નથી. ઘેર લઇ જઇને પુરીજ દેવી. કયો તેનો બાપ ખોળ તપાસ કરવાનો હતો ? રાંડે તે દીવસે મ્હને થાપ આપી કોણ જાણે કરમમાં આપણી જાળ કેવી વણાઇ છે જે એકે માછલું હાથ રહેતું નથી. પણ આજે તો નજ જવાદુ આપણે કયાં પૈસાનો તોટો છે. કોઇ તોફાન થશે તો ચાંપશું પોલીસવાળાને કે અમલદારોને બાકી આજ આ લદુ છોડે એમ નથી.

બગલી—એ.હો ! આતો પેલો લ૰ લખપતી, બધા કહે છે બહુ પૈસાદાર છે. લાવને બોલાવું. આમે તરકટીની પાછળતો છેજના તો હું કયાં તેના કરતાં ઓછી રૂપાળી અને નખરાળી છુ ? ભલા ભલા આવી ગયા તો એના શા ભાર. હાં હાં બોલાવી પ્યારમાં નાંખી નીશામાં ચકચુર કરી કાંઇ પૈસાની વેતરણ કરી લું પછી આમે જવું તો છેજ કે ની. આજે નહિ તો કાલે, કોલો આવશે તો કહીશું આવતી કાલે નીકળશું. રસ્તામાં કોલાની પણ એજ વલે. આ ભાથું ફક્કડ તયાર કીધું છે. બાધું કે ગેપ. પ્હેલું અજમાવો આના ઉપર (પ્રકાશ) કોણ એ લ૰ શેઠ. ઓહો અત્યારે કયાંથી ? પધારો, પધારો, પાનતો ખાઓ.

લદુ–ઓહો કોણ બગલી બાઈ ! (સ્વગત) લાવને બોલાવે તો શા માટે ન જઇએ શુકનતો સારાં થયાં તરકટામાં શું કાંઠું બળ્યું છે આ અલબેલી હાથમાં આવે તો છોને રાંડ ગોથાં ખાતી (પ્રકાશ) હવે બાધું પાનને બાન ત્હમે કાંઇ હમારાં થોડાં થાવાં છો. જયાં મોટાનું માન.

બગલી—હવે મોટા એતો કહેવાના બાકી મોટા તેટલા ખોટા અને માન તો ઠીક બાકી સાચું પુછાવો ધ્યાન તો ત્હમારૂંજ કરતીતી.

લટ્ટુ—કંઇ એધાંણ ?

બગલી-કમરમાં કામઠું ને હાથમાં બાણ.

લટ્ટુ-હેં ! હેં !

બગલી-આપ મ્હારા પ્યારાને હું ત્હમારી પ્રાણ પણ ત્હમો પેલી કુબજા તરકટીની વાંસે ફરો છો ભુંડીભુખ જેવી કોણ જાણે કેમ ગમી પણ શું કરૂં જીવ બાળીને બેશી રહી બાકી લાલજી જેવા ત્હમે રૂપાળા તે હુંતો એવી મોહી પડી હતી. પણ આપને તે એ શું ગમી શું એ મ્હારાથી રૂપાળી છે ?

લટ્ટુ-ના, ના ! એ વળી કોણે કહ્યું હતું જે તરકટીની વાંગે પડયો એ નો એની પાસે હમારા નાણાં માંગનાં છે. બાકી મ્હારૂં મનતો ત્હમારામાં ખરૂં પણ તમો મોટા વાંસે ફરો એટલે હમારી હીંમત ન ચાલે બાકી—

બગલી- તે રાંડ પાસે કેટલા એક પૈસા માંગતા છે મ્હને તો જરા એ ગમતી નથી.

લટ્ટુ-અને મ્હને એ તમને જોયા પછી ગમતી નથી પણ ત્હમારૂં શું કહેવાય ?

બગલી-લે ઓ ચાલો ઘણે દહાડે ભૂખ ભાંગી દર્શન થયાં તો હવે હું કોઇ નાસ્તો લાવું આપણે સાથેજ બેશીએ અને પછી—

લટ્ટુ-અરે હવે નાસ્તો બાસ્તો જવાદ્યોને ઘડીક વાતજ કરીએ અને વળી હમે તો વાણીઆ.

બગલી-તે શું દુધનું એ ન ખપે. ખેર નાસ્તો નહીં તો પણ કોઇ
વાતમાં ગમત આવે એવું તો જોઇએ. (દારૂ લાવે છે)

લટ્ટુ-(જોઈને) અરે! અરે! આ શું? શરાબ.

બગ-ના ના, એતો પ્રેમનો પ્યાલો હાથમાં ઝાલો હું
આપ મ્હાલો.

લટ્ટુ—અરે! અરે! પણ એતો હમોને ન ખપે. મેં તો મ્હારા
બાપ જનમમાં કદી પીધો નથી.

બગ—મ્હારા સમ

લટ્ટુ-ત્હમારા સમ.

બગ—અરે પીધો નહિ તો ચાખ્યો તો હશે.

લટ્ટુ—ચાખ્યોએ નથી. બાકી મ્હારી માની માને છોકરૂં નહોતું
જનમતું અને સોજા આવ્યાતા ત્યારે શરીરે પુલ
દારૂ ઘસ્યોતો તેના પૈસા ઉધારેલા તે મેળમાં લખ્યા
છે ખરા.

બગલી ઓહો! ત્યારે શું ત્યારેતો પીવાય. અને પીવાય ત્યારેજ
પ્રેમ પણ સાચો કહેવાય. કહો પેલી રાંડે કદી આવો પ્રેમ
કર્યો તો?

લટ્ટુ—અરે એ પાતરની દીકરીને શું ખબર પ્રેમની. પણ ત્યારે
ત્હમે નહિજ માનવાના. ઠીક લાવો ત્યારે પણ થોડોજ
આપજો હો.

બગ—અરે થોડોજ (દારૂ પીયે છે)

લટ્ટુ—થુ થુ થુ થુ –

બગ—કેમ કેમ ખરાબ લાગ્યો. લાવો બીજું જામ આપું.

લટ્ટુ—ના ના બહુ થયું.

બગ—અરે આતો ગુલાબી દારૂ-મસાલાનો જુઓતો લ્હેજત બસ
એક જામ.

લદ્દુ--પણ અંહીતો રમે છે રામ.

બગ—ત્યારેજતો થશે કામ. (સ્વગત) ઠીક નીશામાં આવે છે. લાવ હવે ખાતું પડાવી લઉં. અને પછી રામ રમાવી દઉં નહિ નામ કે નીશાન. (ચાશન) લ઼ુ શેઠ તે ત્હમો ભણ્યા પણ છો કે ?

લદ્દુ--ત્યારે શું આવડા મોટા થયા તે ભણ્યા વીના ?

બગ—તે કહોતો ખરા કયાં સુધી ભણેલા ?

લદ્દુ—અરે આંકતો છેક વડો એકો લગી ભણેલા અને પાટલો ઉંધો વાળ્યો ત્યારે તો ઘણી ગમ્મત આવેલી.

બગ--તે આંક હજી બધા યાદ્દ કે ?

લદ્દુ—તે શું ભૂલ્યા. લેઓ જુઓ છેલા પાટલાનો પાઢો મ્હેતાજી બીચારા મરી ગયા બાકી જીવ્યા ત્યાં સુધી ગાતા.

એકાણું એકાણું રામ હીરની દોરી
બાણું બાણું રામ ગંગા વહુ ગોરી
ત્રાણું ત્રાણું રામ ઢેકા ઢળીયા
ચોરાણું ચોરાણું રામ મોહન (ના ના) બગલીબાઇ મળીયાં
પંચાણું પંચાણું રામ-

બગ-અરે એતો ઠીક આંકતો આવડે છે પણ લખતાએ આવડે છે ?

લદ્દુ—તો શું નહિ આવડે, ત્યારે આ બધો વેપાર કોણ ચલાવે ? એમ ભરોસે રહીયે તો ગુમાસ્તા ખાઇ ન જાય. બારાખડી પુરી કર્યા પછી તો નીશાળ છોડી. અરે તે મહેતાજીની કયાં વાત એવું હવે કોણ ભણાવે છે. હવે તો કબુતરનો ક ખડબુચાંનો ખ અને પછી મા બા છે. ભા આ વા. બાકી હવેનો શીખેલો કક્કો કેવેલો બબ્બો બાજેલો ગગ્ગા ગોરી ગાય વીંયાય ઘઘ્ઘે ઘંટી ઘર ટંકાય.

બગ—તે નામુ લખતાં પણ આવડે કે ?

લ્હુ—અરે નામાંમાંતો મ્હારો નંબર પ્હેલો હતો અને અક્ષર તો મ્હારાજ વખણાતા. લાવો, છે કાગળન ખડીયો કલમ જુઓ લખી બતાવું (ખડીયો કલમ લાવે છે)
કહો શું લખું ?

બગ—સામા દસ્કતનું ખાતું

લ્હુ—અરેએતો ઠીક લખ્યું ચાલો, સામા દસ્કતનું ખાતું પણ ભરતીયું શું ?

બગ—અરે મ્હારૂં નામતો લખો.

લ્હુ—ચાલો બગલી બાઇનું. હવે બાકી શું ?

બગ—ઓહો અક્ષરતો ખરેખર મોતીના દાણા જેવા છે. લખો જોઇએ. સાલ તેપનસેં તોંતેરના અધીક અષાડ વદ ૪ ને વાર બુધે રૂપીયા રોકડા સોળ હજાર છસેં છત્રીશ મુંબઇ-ગરા, વ્યાજ ટકો દોઢ.

લ્હુ—બસ આટલુંજ.

બગલી-તો લખો બીજું બંગડી બે હીરાની વેચાતી રાખી બગલી બાઇ પાસે તેના રૂપીયા આઠ હજાર આઠસે અડતાળીશ મીતી શ્રાવણ શુદ ૨ સાલ ચૌદસેં ચુમોતેર.

લ્હુ-લ્યો આ ખાતું.

બગ-પણ આતો સહી વનાનું સાટું.

લ્હુ-અરે ગાંડીરે ગાંડી સહી તે આમ થાય એમાંતો ટીકીટ જોઇએ.

બગ-ટીકીટ જોઇએ તે વળી ટીકીટ પર સહી કેમ થાય. જોઇએ ટીકીટ લાવું.

લ્હુ-લાવ, (લાવે છે) જો આ ટીકીટ ચોડી કે હવે એમાં સહી થાય. લ્હુ લખપતી સહી દા. પોતે.

બગ-અને ઉપરનું કબુલ

લ્હુ-આ ઉપર લખ્યું તે કબુલ.

બગ-હવે લ્હુના લખોટા ડુલ. વાહ શું અક્ષર. અરે પણ આ ખ્યાલો

તો પુરો કીધો નથી. ના બસ પીઈ જાઓ. જુઓને કેટલા
વ્હાલા લાગો છો ?

લટ્ટુ-અરે વાહરે વ્હાલી વાહ. (પીઇ જાય છે)

બગ--(સ્વગત) બસ હવે રંગ જામ્યો છે આ ખાતું આવે ઇસ્કો-
તરામાં અને લટ્ટુ જાય ખોદરામાં.

(પેટીમાંથી છરી કહાડી લટ્ટુ પર ચઢી બેસે છે.)

લટ્ટુ—અરે ! અરે ! આશું ? ઓ ઓ બાપરે આતો બલા, કાપે
છે ગળાં. (પોલીસ રાઉન્ડ)

પો.-૧લો-પહેલા નંબરની આલબેલ-
પો-૨જો બગલીના ઘરમાં ઘાલમેલ-
પો-૩જો-કંઈ તાજા તાલ મેલ-
પો-૪થો-જેની વ્હેલ તે ર્‌હેલ-

અરે રસુલ, રસુલ, એતો શાલી સચ્ચેઈ ઘાલ મેલ હય
દેખો ! દેખો ! (અંદર આવી જુએ છે.)

પકરો સાલેકું (બગલી અને લટ્ટુને પકડે છે.) લે ચલો
કોટવાલી પર [ લઇ જાય છે ]



# પ્રવેશ ૭ મો.

સ્થળ—વીશ્વાસગઢનો રાજ મહેલ

પાત્ર- રાજા, રાણી, ધોતાળ, દાસી, શંખભારથી.

ઇન્દીરા- ૩૦

દુર્ભાગ્યની હદ આવી
કંઇક જનમનાં પાપ પ્રગટ થઈ અંતર લ્હાય લગાવી

પુત્ર પનોતા ગુમ થયા રહી પાપીણી પ્રાણ નીભાવી-દુર્ભા—
દૈવ સુઝયું નહીં ભાવી રૂચ્યું નહિ દુષ્ટ ગયા દગે ફાવી
હા હરી ક્ષણ સ્વપ્નાસમ સુખદઇ કાં લીધ સર્વ સમાવી-દુર્ભા—
શશાના શૃંગના જેવું જગતનું સુખડું સાચું
હવામાં કોટડાં બાંધો કરમનું કાંઠડું કાચું.

કુમાર કુમાર, કેમે કર્યો હૃદયથી ખસતો નથી. મ્હારા બાલુડા-શું હું ત્હને ફરી જોઇશ નહીં, અરે દૈવ કયું પાપ નડયું ? શુ દગાબાજોએ મ્હારા નીર્દોષ બાળકનો વધ કર્યો હશે. અરે ખીલતાં પુષ્પન હત પ્રાય કરતાં તેઓની હીંમત ચાલી હશે ? દયા ન આવી હોય અરે વેર લેવું હતું તો હમારા પર લેવું હતું. વફાજી વફાજી તું સાચો હતો પણ મ્હારા શીરછત્રની બુદ્ધિપર કયા રાહુએ આવરણ કીધું હશે ? શું આજ મ્હારૂં ભાગ્ય !

( ગ્લાની આવતાં મુર્છાગત થાય છે )

દાસી—બાઈ બાઈ મહારાજ-

રાજા- અરે પાણી લાવ. ( પાણી લાવી છાંટી જાગૃત કરે છે ) ઇન્દીરા, ઇન્દીરા, બુદ્ધિમતી શું ધૈર્ય હાર્યાથી આવ્યું દુઃખ પાછું હઠે છે. નીરંતર શોક કર્યે ગયેલું પાછું આવે છે ? સહન કર્યા વીના છુટકો છે. શ્યાણપણ શામાં છે ? શું આપણાં કરતાં કોઇ વધારે દુઃખી નથી શું મ્હને નહિ લાગતું હશે ? હરી ઇચ્છાને વશ થઇ સંચિતના કટુ ફળને સહન કર-સ્વસ્થ થા. વિશ્વાસ જતાં મ્હારાપર પણ ત્હારો અનાદર થાય છે. ત્હને વિહ્હળ જોઇ મ્હારા હૃદયની શાન્તિ તુટે છે. અંતરનો પ્રદિપ્ત શોક રાજની મહાભારત જુમ્મેદારી આ બધું એકાકી પુરૂષ સહન કરવા શકિતમાન છે ? કુમારના શોકમાં જોને તેં ત્હારૂં શરીર કેટલું તાવી નાખ્યું છે ? મ્હારા તરફતો દયા કર.

રાણી—કાન્ત કાન્ત પ્રીયતમ સમજું છું પણ ધૈર્ય રહેતું નથી. કુમારનું મીઠું મુખ રાત દીવસ દ્રષ્ટિથી ખસતું નથી. વળી મ્હારા વિશ્વાસના તેજોમય પ્રાણનો નાશ નથીજ થયો એવો મ્હને વિશ્વાસ છે

રાજા—તો ભાગ્યમાં હશેતો મળશે. આમ શોક કર્યે શું વળશે?

દાસી—મહારાજ પ્રધાનજી આવે છે.

રાજા—ભલે આવે. [પ્રધાન પ્રવેશ]

પ્રધાન, રાણી શોક છોડતી નથી અને હું પણ હવેતો અસ્વસ્થ થાઉં છું.

પ્રધાન—મહારાજ, બા સાહેબ આપ ઉભય એટલાં સુજ્ઞ છો કે બોલવાનું કંઈ રહેતું નથી પરન્તુ શોક કરી કર્તવ્ય વિમુખ થવું સર્વથા અનુચિત છે. વળી મ્હને લાગે છે કે કુમાર ગમે ત્યાં હયાત છે. મ્હારા જાસુસો એ બાબત ખબર લાવશે પણ મહારાજ એક અરજ એ છે કે બહુ વિશ્વાસ કામનો નથી. અતીશય દાનમાં બળી પણ બંધાયો. કહેતાં જીભ અચકાય છે પણ આપના ભાઈઓ કાલાનો અને ધોતાળનો વિશેષ વિશ્વાસ કરવો ઉચિત નથી.

રાણી—ધર્મ બુદ્ધિભાઇ, મ્હને પણ એવું ઘણી વખત ભાસ્યું છે પરન્તુ સંગિન પુરાવા વગર મ્હારા સરળ પતીની શાન્તી તોડવાનું યોગ્ય ધાર્યું નહોતું.

રાજા—રાણી, પ્રધાન, તમો બન્ને મારા નીકટના હેતુ છો ભાવીએ બધાને આંધળા કર્યા હોય તો ના કહેવાતું નથી વીના કારણ કોઈનાપર અવિશ્વાસ કરવો મ્હારો સ્વભાવ નથી છતાં તમને ઉભયને એમ ભાસતું હોય તો શકદારોપર નજર રાખવા પ્રધાનજી ત્હમોને સત્તા છે, વળી જ્યારે આ દેખાની ઉજળી બગલી પૈસાની લાલચમાં શાહુકારનું ગળું

રહેંસવા પ્રવૃત થતાં ડગી નહિ તો એના સંગીઓ સારા ન હોય એ મનાય છે. પ્રધાન જાઓ ત્હમને યોગ્ય લાગે તેમ કરો. પ્રધાન જાય છે

રાણી, સમય ઘણો થયો છે અમંગળ વિચાર છોડી સૂઇ જાઓ. પ્રારબ્ધમાં લખ્યું મટતું નથી, " लीखीत मपि ललाटे प्रोझीतुं कः समर्थ "

( રાજા રાણી સુઇ જાય છે ).

( ધોતાળ શંખભારથીને ઉઠાવી લાવે છે.)

ધોતાળ–અરે હું તો માર્ગ ભુલી છેક આ રાજ મહેલ સમિપ આવી લાગ્યો. હવેતો આમ વજન ઉઠાવી જવું સારૂં નથી. લાવ એને જાગૃત કરૂં ( નીચે ઉતારે છે અને પડખામાં ગોદા મારી જગાડે છે. )

શંખભારથી–( અર્ધ નિંદ્રામાં ) પ્યારીજાન આવો, કેમ બહુ વાર થઇ.

ધોતાળ–( શંખભારથી તરફ ટીકીને ) અરે આતો પેલો સુરખનો સરદાર જણાય છે. બાઇડીના વેશમાં કમબખ્તી. ત્યારે શું બગલી ગઇ જબરી થાપ. ખેર, હવે શું કરૂં ? મુલતવી રાખવાનાં આ માઠાં ફળ ત્યારેજ ઉઠાવી હોત તો હાથથી જાત નહીં. ખરે બધાંજ કામ મુલતવી રાખવાથીજ બગડે છે, અને મ્હારી મોટી ઇચ્છા પણ એમજ કદાચ રસાતાળ જશે, માટે લાવ સમય સાધું એક બગલી ગઇ તો ખેર એવી હજાર બગલી મળશે. પણ આ રાજ્યસત્તા જશે તો પછી કોઇ નહિ ફળશે.

( શંખભારથીને ઉઠાડે છે )

શંખ–( આંખ ચોળતો ચોળતો ) અરે તરકટી નહિ, અને બાપુ અરેરે ! અહીં કયાંથી ? બાપુ બાપુ.

ધોતાળ—ચુપ ખબરદાર બોલ નહિ મુંગો મર અને કહું તે કર આ મહેલ, આ રસ્તો, રાત ગઇ છે, બધું ચુપાચુપ છે. ચાલ જલદી થા બસ આજેજ ઠાર, પણ ખબરદાર નહાસતો નહિ, શોર કરતો નહિ.

શંખ-પણ બાપુ તરવાર?

ધોતા-આ રહી. ગરબડ કરીતો તું પહેલાં પછી તે.

શંખ-અરે બાપલીયા ક્યાં ફસ્યો એ હનમાન દેવ!

ધોતા-કેમ હરામખોર, લવરી કરે છે કે—

શંખ-નહિ બાપુ આપની ફત્તેહ માટે બજરંગ અને કાળકાની પ્રાર્થના કરૂં છું.

ધોતા—મુઓ ત્હારો બજરંગને મોઈ ત્હારી કાળકા કરતો હોય તે કરને.

શંખ—બાપુ મમ્માયાને ગાળ.

ધોતા-ચુપ બકાલ ( રાજા પાસે જાયછે અને ફટકો ઉગામે છે )

શંખ-અરે અરે વાળ્યું સત્યાનાશ એ મમ્માયા જાગ.

ધોતા-હં હં ! હરામ—

રાજા-[ જાગીને ] અરે દગો ! કોણ? પહેરેગીર પકડો.

પહેરેગીરો-મહારાજ ( ધોતાળને પકડે છે )

રાજા-કોણ ધોતાળ ?

ધોતા—હા ત્હારો કાળ.

રાજા-કોણ ભાઇ અરે આ શી આફત ! ધોતાળ, ધોતાળ, અફશોષ !

ઉછેર્યો પ્રેમથી પંડે પરમ રાખી હૃદયમાં પ્યાર
નરાધમ નામ તેં બોળ્યું ઉગામી આજ તેં તરવાર
અગર જો રાજ્યની પરવા હતી તો શીદ ના બોલે
લે આપું આજ હું સઘળું નથી તુજથી વધારે એ.

ઘોતા—તો બસ આપીદે. મ્હારે એજ જોઇએ છે.

રાજા—પણ સબુર કયાંછે મ્હારો કુમાર. રાજ્યદ્રોહી કુલાંગાર, હવે સમજાયું રાજયૈષણાથી મ્હારા પ્રાણને હણવા ઇચ્છનાર તુંજ હોવો જોઇએ મ્હારા કુમારનો ચોરનાર' ભુલતો હતો પાપી તું સર્વથા રાજ્યને પાત્ર નથીજ. મ્હારા વિશ્વાસ ત્હારૂં વૈર, પણ ના, જાઓ, પહેરેગીર લઇ જાઓ એ દુષ્ટ કુલાંગાર દ્રોહીને અને નાંખો તુરંગમાં (શંખભારથી તરફ) અને આ કોણ છે સરદાર! ખુનીનો મદદગાર

શંખ—ના મહારાજ, ખરી વખતે પુકારનાર આપને ચેતાવનાર બચાવનાર આપનો તાબેદાર

રાજા—હં ઠીક (પહેરેગીર તરફ) જુઓ છો શું લઇ જાઓ એને પણ એના કરપીણ મિત્ર પાસે.

રાણી-(હાંફલી હાંફલી અરે, અરે! આશી ગરબડ? મહારાજ કયાં? શેનો દગો? શી આફ્ત અગર કુમારના કંઇ સમાચાર!

રાજા—રાણી ગભરાવ નહીં સમાચાર એજ કે આ દુષ્ટોજ છે એના ચોરનાર, હવે સમજાયું—

રાણી -આ દુષ્ટો. આ આપના ભાઇ અને આ સરદાર—કયાં છે શમશેર એ શું જીવતા જાય છે ઘેર.

રાજા—નહીં એતો હવે તુરંગમાં કરશે લ્હેર (રાણીને તરવાર પકડતાં જોઇ) રાણી - નહીં! સબુર કરો! રાજ્યનીતીને પણ લોક વાયકાનો ભય છે અને ન્યાયનો આશ્રય છે, નહીં તો અનર્થ થાય—એ ઉચ્છંદી લાલચુ લુટારાઓ અને પાપના પૂજારા માટે શાશનકાર ન્યાય આપણે ત્યાં જાગતો છે જે થશે તે શીરસ્તે, શાંત થાઓ, આરામ કરો ઇશ્વરનો પાડ માનો આફ્ત પસાર થઇ છે.

રાણી—ખરેખર ! ધરણીધર જગત નીયંતા સત્યના બેલી તુંજ ખરો રક્ષક છે, આખી આલમ માયાની ઘોર નીંદ્રામાં પાપનો પાલવ પાથરી પોઢે છે ત્યારે પણ તું જાગે છે.

વિભુ તુ કૃપાળુ દીનબંધુ તું દયાળુ
અકળ ગતી ત્હારી આવી આપત્તી શીરનાથ ઉગારી
ત્હેં સુધારી આજ કીધાં ઉપકારી
શરણ દીધું તુજ ચરણ કમળ વંદી સ્તવન કરીયે સુખકારી
વિભુ તું-

( જાય છે )



# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો.



સ્થળ-વસુંધરાની મેડી

પાત્ર—વસુંધરા નંદા પાછળથી રાણી મોહના રાજા વિગેરે

વસુંધરા—મન મોહન મુખ નીત સંભારે

પ્રાણ પોપટડો પર પીંજરમાં તલપ તલપ ટહુકારે—મન.

રમણ રટણ રસ છંદી રસના સ્મરણ ન પલ પણ હારે-મન.

હૃદય વીવશ ગતી શુન્ય પીયુ દર્શન દ્રગ ઝુઝતાં ખ્હારે-મન.

ચરણ ઉભય અપી કેવળ પ્રભુપદ અંકિત સ્થળ અનુસારે—મન.

---

તરૂણ તરૂણ, પ્રિય તરૂણ ત્હારી મોહક મૂર્તી રાત દિવસ આંખો સમીપ તરવર્યા કરે છે. આખું અંગ ત્હને મળવા આતુર છે. હૃદયમાં કંઈક કથા ભરી છે ક્યારે દર્શન પામીશ.

( નંદા પ્રવેશ )

નંદા—( સાસું જોઈને ) કાં બા આ સુવર્ણ ગુલાબ આજ કેમ કરમાયું મુખમુદ્રા કેમ મ્લાન, કયો શોક, શી ચીન્તા, મ્હારી બાના નીત્ય પ્રસન્ન આનનને તેજ રહિત કરે છે.

વસું—નંદા, પ્રીય સખી, બાળપણથી અત્યાર સુધી આપણા હૃદય વચ્ચે કોઇ અંતરપટ રહયો નથી છતાં મ્હારી હાલની દશાનું ખુલ્લે મોંહે કેમ હું ત્હારા આગળ વર્ણન કરી શકતી નથી ! અને હું મુંઝાવું છું.

નંદા-(દીલગીર થતી) બા, કેમ ! શું હું આપના સખીપણાંને પાત્ર રહી નથી. કાંઇ અપરાધ થયો છે અગર મ્હારામાં કાંઈ ચંચળતા દેખાય છે?

વસુ—ના એવું કાંઇ નથી પરન્તુ-

નંદા-નહિ, પરન્તુ નહિ. મ્હને નહિં કહેશો તો કોને કહેશો આપની ચીન્તાનું આપના ખેદનું નીવારણ કરવા હું પ્રયત્ન ન કરીશ તો કોણ કરશે. (સ્વગત) જ્યાં છે તે તરૂણ પ્રત્યેનો પ્રેમ જ્વલંત થયો જણાય છે.

વસું-(સ્વગત) કહું? શા માટે નહીં, સખીથી શું ગુપ્ત હોય તેમાં પણ નંદા તો મ્હારા પુરા વિશ્વાસને પાત્ર છે. પણ આ અપુર્વાનુભુત ચીન્તાને શી ઉપમા આપું કેવી રીતે કહું. એમજ [પ્રકાશ] નંદા અત્યાર સુધી જે દશાની દીશાનું ભાન નહોતું તેના વીકાર અંકુર જન્મ પામતાં હું વીકળ થાઉં છું મ્હારૂં હૃદય થનથનાટ કરે છે. આતુર થાય છે અને સત્ય કહું તો-

નંદા—કોઇ ચંદ્ર મુખના દર્શન થતાં હૃદય સાગરમાં ભરતીઓટ થવા માંડયા હોય તો નવાઇ નથી અને કહી દેશો તો ચીન્તાએ મટશે.

વસું—પણ નંદા મ્હને ગોઠતું નથી.

નંદા-ક્યાંથી ગોઠે. તારૂણ્યમાં તરૂણનો તમતમાટ, સ્નેહની વાટ, એટલે હૃદયમાં થાય ઉચાટ.

વસું—[ખીજીને] હા કેમ થાય તેનું શું છે,

નંદા—પણ હું ક્યાં ના કહું છું આમ ખીજાઓ છો શા માટે!

વસું—તો મ્હારી વ્હાલી સખી થઈ મ્હારા અંતરની બળતી દાહપર શીતળ જળ બદલે શા માટે વધારે ભભડાવવા ઘીની આહુતી આપે છે. જાણતી નથી સાચો સ્નેહ ન ભૂલાય.

નંદા—જરૂર, સાચો સ્નેહ નજ ભુલાય
વસું—ત્યારે શું કરીશ. ?
નંદા—આપ કહેશો તેમ આપને રાજી કરીશ.
વસું—મ્હને લાગે છે કે એમના વીના મ્હારૂં જીવન—
નંદા—કેના વિના ?
વસુ—તેં હાર પહેરાવ્યોતો તેના વિના.

માન સાચું સખી માન સાચું એના નથી કહેવાતું એ દુઃખ
ના સ્હેવાતું

હૈયું કાચું જે રંગ રતી રાચ્યું તેના નથી વહેવાતું
કહું સુખ વાત કશી જે ઉરે ભરાઇ રહી.
સાચું કહું હું એ સખી પુરૂં સમજતી તો નથી.
છતાં દીન જે થકી નીહાળી તરૂણ રાજ છબી
વશી ગઈ અંતરે મજણુત નીકળતી તો નથી
કયારે જાણે હું એજ ફરી ન્યાળું મન વશીયાને હું ભાળું
આ વીરહ દુઃખ ટાળું—હૈયું કાચું,

પરસપર દ્રષ્ટિ થતાં ઉર્મી અજબ ઉછળી રહી,
મનોમય સ્નેહની સાંકળ રૂડી ગુંથાઇ ગઇ.
હું તો એના જાદુ ભર્યાં નેનમાં કંઇ ડુલી રહી,
દીધું ધરી ગાલ ચુંબન તોયેના કહેવાઇ નહિ.
વાન માંડી મેં લાજ નહિ છાંડી કહીતી મુને ગાંડી તેના
નથી ભૂલાતું—હૈયું કાચું.

મીઠું સુખ વ્હાલ માનું આંખથી નીહાળું કંહી
રહી ઉર કંઈક કથા રસ ભરી સુણાવું કંહી
આતુર આ હાથ બાથ ભરીભરી હું ભેટું કહી
સલુણા સંગ સખી રંગ થકી લેટું કંહી

હાવે તરસું વ્હાલા વિનાના તરસુ મોહન મળે તો વરશું
નાહનો ઝુરીને મરશુ—હૈયું કાચું.

નંદા, મ્હારાથી નથી રહેવાતુ રાત દીવસ એ મંગળ
મૂર્તી હૃદયથી દુર થતી નથી સ્વપ્ના પણ એજ હવે
ઝાઝું થશે તો—

નંદા—ના, ના, એમ બોલોમાં. એ ક્યાં દુર છે? શાને ઝુરો છો
મ્હારા જેવી સખી છતાં આપ આમ શોક શાને કરો હું
આપના સુખે સખીને દુઃખે દુઃખીછું આપે આટલો વખત
શા માટે એ મ્હને ન જણાવ્યું ધીરજ ધરો. હું ગમે તે
રસ્તે આપના એ મનમોહન સાથે આપને મેળવીશ.

વસું—મેળવીશ ક્યારે ક્યાં મેં તો નંદા, એમના વિના જીવન
તુચ્છ માન્યું છે.

નંદા—( જરા વિચાર કરી ) બા, આપ બાગમાં ફરવા પધારવા
કપડાં પહેરી રાખો. આપના હૃદય કમળપર ગુંઝાર કરતો
એ નવલ ભ્રમર પોતાના સાથી સાથે હમેશ આ માર્ગે આજ
સમયે આપણા પાછળના બાગ તરફ જાય છે હું હમણાંજ
જાઉં છું, આપ નીશ્ચિંત રહો. ક્યાંતો અહીંજ લાવીશ
અગર બાગમાં મળશું. પણ હું સંકેત કરી મુકીશ.

વસું—નંદા નંદા, સાચું કહે છે પણ એમાં કાંઇ અડચણ
નહિં. તું હમારો યોગ સાધી શકીશ, તો મ્હને ત્રીભુ-
વનનું સુખ આપ્યું હું માનીશ.

નંદા—ઠીક, ઠીક. એ બધું પછી સાંભળીશ. હમણાં તો સમય
થયો છે. એટલે જાઉં છું નહિતો વળી મ્હને બીજી દીશાઓ
ઢુંઢવી પડશે. અરે પણ એતો આ જાય પણ આજ એકલા
છે મીત્ર પાછળ છે રાહ જોય છે આ બેઠા કંઇક વિચારમાં
જોઉંતો ખરી શું વિચારે છે. ( જાય છે. )

( વિશ્વાસ પ્રવેશ )

વિશ્વાસ—

હૃદય વિહંગ ઉડું ઉડું કરતું પંખ વીના ઢળી ધરણી પડે રે
પ્રાણ પતંગ મરે પટકાઇ અલૌકીક દ્યુતી દીપ પ્રેમ તણીરે
મદન સદન વનીતાવન યૌવન ઘન મન મસ્તમતંગ ફરેરે
પ્રિય મુખ કમળ વિમળ રસ ભોગી અલી ઉર સ્થળ સ્થળ
ભ્રમણ કરેરે

વ્હાલી વદન વીધુ શીતળ અમીનીધી દર્શન ચીત્ત ચકોર ચહેરે
જીવ મૃગ મંજુલ શુર અનુરાગે ધસી ધસી દેહથી બ્હાર સરેરે

નંદા—( સ્વગત ) ઠીક, આમને પણ મદનની લુ લાગી જણાય છે
પણ આ એમના મીત્ર આવ્યા. [ વફાજી પ્રવેશ ]

વિશ્વાસ-વફાજી ઘણીવાર લાગી ?

વફાજી-જરા વાતમાં રોકાઈ ગયો હતો પણ આપે કેમ અહીંજ
આસન લીધું ?

વિશ્વાસ-કાંઈ જાણે કાંઇ અજાણે,

વફાજી—અજાણેતો ઠીક પણ જાણે કેવી રીતે તે સમજાવશો.

વિશ્વાસ—સમજાવું એમ કે આ રાજમાં આવ્યા પછી રાજ્ય
સન્માન વીગેરે તો ઠીક મળ્યું પણ ચીત્તનું સમાધાન થતું
નથી. એટલે જાણે અજાણે અંહી વિશ્રાંતી લેવાઇ ગઇ

વફાજી-ભાઈ સૌ સમાધાન થશે અણજાણ દેશમાં પ્રથમ
જઈએ ત્યારે ચીત્તવૃત્તીની દશા એવીજ હોય.

વિશ્વાસ—એમ કાંઈ નથી

વફાજી-ત્યારે કેમ છે ?

વિશ્વાસ—વફાજી, ત્હમે મ્હારા શુદ્ધ મીત્ર તરીકે મ્હારી સાથે
જોડાયા છો એટલે હવે કહું છું કે અહીં અનેક વીચીત્ર પ્રકારોના

અંકુરો પ્રકટ થતાં મ્હારા જીવને હું પરિતાપ પામતો જોઊંછું અનેક અભિલાષાઓથી હું ઉશ્કેરાવું છું અને મ્હારી એકાંતીક દશા કાંઈ જુદીજ છે. વફાજી સ્વામીજીનો મ્હને આ દરબારમાં મોકલવામાં ગમે તે હેતુ હોય પરન્તુ હું તો કોઈ જુદીજ ઈચ્છાનો પ્રેરાયો અંહી આવ્યોછું મ્હારા મનમાં બહુધા મહારા હૃદયપર સામ્રાજ્ય કરી પ્રવર્તી રહેલી તે સૌંદર્યની અધીદેવી મૂર્તીના વારંવાર દર્શન એજ સાફલ્ય એમ હતું અંહી આવે આટલો સમય થયા છતાં આશા સૂર્યનું એક કીરણ પણ દ્રષ્ટિએ પડયું નથી ઝાંખીયે નથી એટલે હવે અરણ્યનું સ્મરણ થાય છે જ્યાં કોઈ કાળે કોઇ નીમીત્તે પણ દર્શન ફળ મળત હવે ઝાઝો અંકુશ સહેવાનો નથી અને આ નગ્ર છોડી પુનઃ સ્વામીજીના ચરણમાં અરણ્યવાસની ઉગ્ર ઇચ્છા થાય છે.

વફાજી–ભાઈ એતો મનની નીર્બળતા છે. સમય સીવાય ફળની અપેક્ષા ખોટી છે છતાં આપણે જોશું, પ્રયત્નનો માર્ગ હશે તો કરશું છતાં ફળીભૂત ન થશું તો આપની ઇચ્છા પ્રમાણે વર્તશું પણ એક વાત વિચારતાં મહારાજની આપના તરફ સારી પ્રીતી છે બીજું મ્હને માનવાનું કારણ છે કે રાજકુમારી પણ આપના તરફ નીઃસીમ પ્રીતિ સેવે છે; એટલે કોઈ વ્યકિતનો અનાદર થવો ન જોઇએ આપની ચિત્તવૃત્તી અનુમાનથી જાણી એની સંભવીતતા સંબંધી મેં વિચારી જોયું છે. વીશમ આતુરતાનો ત્યાગ કરી કહોતો બગીચાની સુગંધી હવા લઇએ.

વિશ્વાસ–હા, જઈએ. પણ બગીચાની હવા કરતાં આ સ્થાનની હવા કાંઈક વિશેષ શાન્તિદાયક જણાય છે.

વફાજી–સબબ–

વિશ્વાસ-આ મ્હારી મનોરમાનું મંદિર છે.

વફાજી-હા, અને તેથાજ જાણે અજાણે અહીં બેસાઇ જવાયું"

વિશ્વાસ—કંઇક એવું ખરૂં પણ કહો ત્હમોએ શું વિચારી જોયું છે. અને કેવી રીતે?

વફાજી-કંઇક અનુમાનથી અને કંઇક પ્રમાણથી છતાં વિશેષ ખાત્રી કરવા રાજકુંવરીની વિશ્વાસુ સખી નંદાને મેં મળવા વિચાર્યું છે. માટે હમણાંતો પધારો.

[ ઉઠે છે નંદા આવે છે ]

નંદા-(સ્વગત) આ તાર વિના સંદેશો તો ઠીક કલ્પાતો જણાય છે પણ તક ન જવા દેવી જોઇએ. (પ્રકાશ) જરાથોભો મળવા વિચાર્યું છે તો મળીનેજ જાઓ. વળી કાંઇ હૈયાનું હૈયામાં ન રહી જાય.

વફાજી-( સામે ફરીને ) કોણ ?

નંદા-આપે મળવા ધાર્યું હતું તે.

વફાજી—ત્હમારૂં નામ નંદા ?

નંદા-હા, નંદા.

વફાજી-આ નંદા !

નંદા—ના, નંદા.

વફાજી—નાનંદા ?

નંદા—નારે ના નંદા નકરૂં નંદા ( સ્વગત ) લો આએ વળી રસુજી લાગે છે ( વિશ્વાસ સામું ફરી ) કાં તરૂણ, આપે મુનીવ્રત લીધું છે ?

વિશ્વાસ—વફાજી, હા એજ નંદા, હું એને ઓળખું છું કહે નંદા ત્હારાં બા આનંદમાં છે ?

વફાજી- આ નંદા હોય ત્યાં આનંદજ હોય. કેમ નહી ?

નંદા—કંઇક ખરૂં પણ આપના આ મિત્રએ કાંઇ થોડું કર્યું છે નંદાને પણ નાનંદા બનાવી.

વિશ્વાસ-શું ?

નંદા—શું ! શું ! હમારા બીચારાં નીષ્કપટી અને ભોળાં બાઇનું મન હરણ કરતાંતો શું ન કર્યું ?

વિશ્વાસ—છોકરી, મ્હેં ત્હારી બાઇનું મન હરણ કર્યું છે કે ત્હારાં બાઇએ મ્હારૂં હરણ કર્યું છે એતો હું જાણું, મ્હારો ઇશ્વર જાણેકે આ મ્હારી પાસે બેઠેલા મ્હારા મીત્ર જાણે ઝાઝું શું કહું

નંદા—( કાંઇક નખરાંથી ) તે તો હવે હમણાંજ જણાશે. જરા તસ્દી લો અને આમ પગલાં ભરો, પધારો.

વિશ્વાસ-ક્યાં ?

નંદા-આપ જેવા ઉદાર ચીત્ત મનુષ્યનું જરાવારમાં હરણ કરી દેનાર પાસે

વિશ્વાસ-કેવી રીતે ?

નંદા-હું દોરૂં તેવી રીતે.

વિશ્વાસ—વફાજી ?

વફાજી—જી, પધારો. કાંઇ હરકત નહિ. આ નંદાપર મ્હને વિશ્વાસ છે સો હોય ત્યારે પચાશ કહે એવી હુશીઆર છે. ગાળ્યા વિના બોલે નહિં અને જોયા વિના પીયે નહીં કેમ નંદા કાંઇ હરકત ?

નંદા-તલભાર નહિ રામના રાજ્ય છે. છતાં મ્હારૂં માથું આપના હાથમાં છે. માટે પધારો પધારો. ( જાય છે ).

તરૂણ, આ માર્ગ આ મેડીપર મ્હારાં બા ચાતક નવા મેઘની રાહ જુએ એમ આપની રાહ જોઇ રહ્યાં છે.

વિશ્વાસ—વફાજી ?

વફાજી-પધારો હું ઘડી અંહી બેસીશ.

વિશ્વાસ-નંદા આગળ થા.

વસુંધરા-રે મન ઝોલાં ખાતું રહે રહેઠાણમાં
ભાગ્ય હશે તો મળશું કોદી વ્હાલમમાં

કોણ જાણે નંદા શું સમચાર લાવશે ! ક્યારની ગઇ છે.

નંદા— દાદર ચઢતાં ચઢતાં )

કમલીની કર વીકસાવજે ભ્રમર કરે ગુંઝાર
ચડપ ઝડપ કરી ઝાલજે મળે ન વારંવાર

વસું-અહો. નંદાની સંજ્ઞા. ત્યારે શું એ પધાર્યા. જરૂર આવ્યા. ( બારીમાંથી જોઈ ને ) શું કરૂં. શું કહું મ્હારા મનમાં તો જાણે થાય છે વધાવી લઉં પણ રાંડ શરમ ખરી વખતે આવી ઉભી રહે છે તોયે કહીશ કે-

આવો પ્રીતમ આવો હું નીત્ય જોઉં વાટડી
સાચું કહું વ્હાલમ ના ખુટે દીન રાતડી
રૂડાં આજ ભાગ્ય ફળ્યાં વીરહના કષ્ટ ટળ્યાં
ઘણે દીયે કાન્ત મળ્યાં પુરૂ રંગ ભાતડી-પ્રીતમજી જોઉં વાટડી
આવો પ્રીતમ-

વિશ્વાસ—અહો વીરહ છંદમાં મધુર વીણાનાદ

નંદા-બા, કાં નીચું જોઇ રહ્યાં.

વસું-નંદા આવી ?

નંદા-જી, આવી. દયો હૃદય કમળ દળ કરવી કસાવી આપ ચોર ચીતડાંના લાવી, કાં ઘો કર સાંકળ જકડાવી કાંતો રંગ તુરંગ પુરાવી કાં બા, બોલતાં નથી. હમણાંતો ઘણી વાતો કરતાં હતાં જીભ ને વિવેક બન્ને ક્યાં ગયાં ? ( વિશ્વાસ ને ) ક્યાં આ મકાનમાં પણ આપનું કામણ ચાલ્યું જે મ્હારા બાને મુંગાં કરી દીધાં આપને હવે ભારે સજા કરવી પડશે.

વિશ્વાસ હજી કંઇ ભારે સજા છે. હું તો સેવામાં ઉભો છું.

નંદા—એમને આસન આપ

નંદા—એ કામ આપનું. હું તો મ્હારે આ ચાલી આપ ગમે
એવો કરજો વિવેક.

વસું-પણ નંદા, હમેશાં આમ કેમ કરે છે?

નંદા-પણ મ્હારે નીચે કામ છેના? વળી આ આપના ચોરના
માત્ર ઘંટી ચોર નીચે છે તે નાશી ન જાય એ પણ
જોવું ના? (નંદા નીચે જાય છે)

વસું-કાં બીરાજોને,

વિશ્વા-વગર કહે.

વસું-પોતાના મકાનમાં કહે કોણ?

વિશ્વા-પહેલાં ચોર ઠરાવી હવે માલીક.

વસું—પણ એતો મ્હારી નંદાએ કહ્યુંને એને ઠઠોલી કરવાની
ટેવ છે.

વિશ્વા—વારૂ એતો ઠીક પણ કહો ગાતાતાં શું?

વસું—તે આપે સાંભળ્યું?

વિશ્વા—સરસ્વતીની વીણા જેવો મધુર સુર મ્હારા કાનમાં પ્રવેશ્યો
ખરો. કહોતો શું ગાતાં હતાં?

વસું—આપના ઉત્તમ ચરિત્રને અધિન થતાં આતુર મનને શીખા-
મણ દેતી હતી.

વિશ્વા—કેવી,

વસું—એમ કે,

પરદેશીની પ્રીત કદી કરવી નહિ
ટટળાવે ટીંગળાવે કંઇ નહિ સારજો.

વિશ્વા-વાહ વાહ આમ બોલો છો ઇશ્વર જાણે હું કેટલો બધો
ઉત્સુક હતો ? ત્હમો શું જાણો.

વસું—જાણ્યું.

વિશ્વા-શું જાણ્યું ?

વસું—જાણ્યું એ કે પરપંથે કંઇ રોકાણા

પાતળીયા પર લાંડીમાં કંઇ લોભાણા

વિશ્વા-વાહ મીઠા બોલી મેના ત્હમો બહુ શ્યાણા.

હું તીખા તોતાને તમતમતા ટાણા

વસું—કાં માઠું લાગ્યું ?

વિશ્વા-ના મધથીએ મીઠું ચટકોતો દીધો પણ અમર પ્રિત પ્યાલો
તેં પાયો.

વસું—પ્રભુ આપ પાલવ મેં સ્હાયો.

વિશ્વા-તો તો ચાલો હું પણ અધીર છું

વસું-કયાં

વિશ્વા-આપણા પ્રથમ મેળાપ સ્થાને.

વસું-ત્યાં શાને ? આપ અંહીજ રહોને.

વિશ્વા-ના, ના,

વસું-કેમ ગોઠતું નથી કંઇ ભય થાય છે ?

વિશ્વા-એમતો નહીં તથાપી-

કનક તણું પણ પીંજર મેના

વસું- પણ પ્રિય ગમે ન ગીરી કંદરમાં.

વિશ્વા-પણ મેના પ્હેલાં મળીયાં તે સ્થળ કેમ વીસરીયે પળમાં.

વસું—એતો ખરૂં.

વિશ્વા—તો ચાલો.

વસું-આકળા માં થાઓ. પધાર્યા તો સેવા સ્વીકારો પાવન કરો
પછી પરવરો.

વિશ્વા—પણ વીલંબ થતાં મીત્ર ગભરાશે.

વસું– મ્હારી સખી દીલાસો દેશે.

વિશ્વા–પણ મ્હને અવિવેકી કહેશે

વસું–તો એમતો જવા ન દેવાશે.

વિશ્વાસ ત્યારે કેમ?

વસું—વ્હાલા?

વિશ્વા કહો?

વસું–પુરૂષો કઠણ હૃદય હોય છે.

વિશ્વા—સ્ત્રીની કોમળતાનું પુરૂષ કઠીણતાથી રક્ષણ કરે છે.

વસું તો મ્હારૂં પણ રક્ષણ કરો.

નાવલીયા ના ના ન જાઓ

અધીરા ન થાઓ, ઝાઝું ના લોભાવો, શેને અકળાના-નાવ—
કંઇ દીન દર્શન ફળ પ્રભુ પામી મ્હારી હૃદય કથાં હજી પુરી
નથી પામી

મ્હારી વીરહની વાતો વ્હાલા જાય ના વીરામી.
હું તો દીંગમૂઢ સરીખી રહું સદાય ઝામી
માનો કહું શીશ નામી, પ્રીય દુર ના પળાઓ. –નાવલીયા–

વસું–વ્હાલા, મ્હારા જીવન આધાર.

વિશ્વા–ચતુરાં, આ શું? લ્યો રોકાઊં છું પણ આ આક્રંદ
છોડો.

વફાજી—(સ્વગત) આંટા ફરી ફરી થાકયો. અને વખતે ઘણો
થયો છતાં ભાઇ સાહેબ હજી કેમ જણાતા નથી? ઘર કર્યું
લાગે છે. ઠીક ઇશ્વર કરે અને બધું સલામત ઉતરે તો
આપણેયે હવે ઘરતો કરવું જોઇએ.

નંદા—(સ્વગત) લ્યો અહીંઆએ ઘરનાંજ અચકડાં આવતાં દેખું
ભાઇડાઓને જરા એવું બહુ પણ બીચારા છે ઘણા ભલા.

લાવ જરા એનાં તરંગતો સાંભળું. ( પાછળ રહે છે.

વફાજી–(સ્વગત) પણ આ કામ કફરૂં શીર સટ્ટાનું પારકા મકાનમાં નિર્ભય થઈને બેસવું એ સારૂં નહીં ઇજ્જત આબરૂની હાની, અને વળી આવે ત્યારે જરા ઠપકોતો દેવો જોઈએ. આ હું અંહી એકલો માખી મારૂં છું તે તો એના ધ્યાન-માંજ નહિ. પણ સાળી પ્રેમની વાતજ એવી છે

નંદા–( સ્વગત ) ડાહ્યાતો ઘણાં

વફાજી–( સ્વગત ) આ નંદાએ ગઇ તે ગઇ, બે ઘડી વાતો તો કરતે માળી છે નખરાળી અને ડાહી અને વળી ચતુર, મ્હને એની જોડે વાતો કરવા ઘણી ગમે છે. એવી ઘરવાળી જડી જાય તો પણ એ કયાંથી જનમ દુઃખી તે જરા દુઃખી આપણા નસીબમાં સુખ હોત તો વળી અંહી સુધી શા માટે આવવું પડતે. અરે કુમાર તું કયાં હશે ?

નંદા—(સ્વગત ) બીચારા કાંઇ નિશ્વાસ નાખે છે. કોણ જાણે શું દુઃખ હશે. પુરૂષને એ કંઈ કંઇ આફત. લાવ ઘડી ફીલાસો દઉં મ્હનેએ એની વાતો તો ઘણી ગમે છે. અને મ્હારાં બાનું મન તરૂણ પર ગયું ત્યારથીજ મ્હને પણ કાંઇ આમને માટે સ્નેહની વૃત્તી થાય છે. એતો નીયમજ છે. ( આગળ આવીને પ્રકાશ ) કાં કેટલી માખી મારી ?

વફાજી–કોણ નંદા, અરે વાહ તુંએ ગઇ તે ગઇ. અને કયાં છે મ્હારા મીત્ર ?

નંદા–એમણે તો ત્યાં ઘર બાંધ્યું.

વફાજી—સોળે સેરડે બાંધ્યું હવે કંઇ વધ્યું નહિ કાચું પણ કાંઇ આગળ પાછળનુંએ સાન બારૂં કે નહીં.

નંદા—અરે એતો બધું ઠીક પણ એતો કહો માખી કેટલી મારી?

વક્રાજી-મારી, માખીજ મારીએ છીએના, પણ હાથમાં તો એકે
નથી આવી.

નંદા-ત્યારે હવે ઘર કરશો તે શેણે ભરશો?

વક્રાજી—(સ્વગત) અરે આણે બધું પાછળથી સાંભળ્યું તો ન હોય
(કંઈક મોટેથી) ભોગ મળ્યા.

નંદા—ના રોગ ટળ્યા.

વક્રાજી—રોગ ટળ્યા, નંદા એ કયાંથી ભાગ્ય?

નંદા-અરે પણ ઘર શાથી ભરશો એ વાત તો કરો. ઉડાવોછો કેમ?

વક્રાજી-વાતો કરે શું બોર પાકવાના?

નંદા—તે શું કાચાં રહેવાનાં?

વક્રાજી—ના અધકચરાં ખરી પડવાનાં?

નંદા-–તે કેમ?

વક્રાજી-એમ જે નીચી બોરડી તે સૌ કોઇ ઝુડે અને ભાગ્ય વીનાનો
ભાયડો તે સઉ કોઇ કુડે એમાં ત્હમારે શું?

નંદા—પણ તમને ઝુડયાએ કેણે અને કુડયાએ કેણે. અને કેમ
હમારે શું? મ્હારાં બાના એ અને એના ત્હમે એટલે
સાચું કહું તો મ્હને યે ગમે.

વક્રાજી—અને હું એ બહ્માના સોગન ખાઇ ખરૂં કહું તો આ
ચતુરાં મ્હારા ચીત્તમાં રમે કારણ મ્હારે એ એમજ મ્હારા
મીત્રનાં એ ને એના ત્હમે તો મ્હને કેમ નહીં ગમે?

નંદા-હા એતો ગરીબની વહુને ભાભી કહેવા બધા તૈયાર

વક્રાજી-તે ત્હમે કયા ગરીબનાં વહુ થયાં જે બધા ત્હમને ભાભી
કહે અને એમ કાંઇ રાહમાં પડ્યું છે ત્હમને ભાભી કહેતો તો

નંદા—(સ્વગત) અરરર, આતો હું બોલતાં બંધાઇ ગઇ બળ્યું

ભાયડા જેવું બાઈડીઓને બોલતાં તો ન આવડે ! (પ્રકાશ)
એ તો ઠીક, પણ વફાજી, આ ત્હમારા મિત્ર છે તે અસલ
કયાના ને એમનું નામ ઠામ વિગેરે તો કહો ?

વફાજી-મ્હારી પાસે બેસો તો કહું

નંદા-તે પાસેજ છું ને

વફાજી—ના જરા વધારે પાસે અને બેશી જાઓ તો.

નંદા—પણ કોઈ જુએ તો ?

વફાજી-ઝખ મારે.

નંદા—અરે વાહરે એમ તે કાંઇ થાય.

વફાજી—ત્યારે વાત પણ કંઇ કહેવાય.

નંદા—એમ શું કરોછો ?

વફાજી—આઘાં શું ફરો છો ?

નંદા—હું બેસું પણ ત્હમારે મ્હને અડકવું નહીં.

વફાજી—અને ત્હમારે કાંઇ બોલવું નહીં.

નંદા-કબુલ.

વફાજી—તો મ્હારે એ કબુલ. ( નંદા પાસે બેસે છે વફાજી ટીકી
ટીકીને જોયા કરે છે અને પછી ) નંદા, તું મ્હને વ્હાલી
લાગે છે.

નંદા—પણ વાત કરોને

વફાજી-સરત તોડી, બોલી, અરે ભોળી તેંતો ફોડી ગોળી

નંદા-જાઓ જાઓ આશું મસ્તી ?

એ પ્રેમ તણી સુખડી સસ્તી ભાવે તો લો નખરાળાં.
એ મદન રંગ કેરી મસ્તી ચગડોળ ચ્હડે ચટકાળાં
જ્યમ પુર પ્રવાહ નદી વધતું જઇ સાગરમાં ભરતી કરતું

નીરખી નભ ઇંદુ રતી ભરતું મળવા અતી વેગથી ઉછળતું
ત્યમ ચંદ્રમુખી તુજ દર્શનથી મન મ્હારૂં વહે રઢીયાળાં

નંદા—પણ શરમ મરમ સૌ ત્યજીને
વજ્રાજી—નહિં ભાવથી ભવો ભવ ભજીને
નંદા—પણ પરાણે ફસાવી પોકરાવીને .
વજ્રાજી —નહિ પ્રીતીથી પટાવી પુસલાવીને
નંદા—પણ આંગળી આપતાંજ પહોંચ્યું પકડયું
વજ્રાજી—ના મન ભાવ્યું દરદ જાણ્યું ત્યારે આંગળીમાં નાડ ન મળી તે પહોંચામાંથી ખોળી કહાડી કહો શી સેવા કરૂં ?
નંદા—મનગમતી
વજ્રાજી-શી સ્તુતી કરૂં !
નંદા—મનગમતી
વજ્રાજી-તન મન ધન અર્પણ છે ત્હમને
નંદા—ભાર કઠીણ વહેવો છે અમને
વજ્રાજી—( ઘુંટણીયે પડી ) હવે કહો પ્રીતી ધરી પ્રમદા ઉરથી વરશો કે નહિ લટકાળાં—એ પ્રેમ—

( મંજુલા અને કૃષ્ણા આવે છે. મંજુલા નંદાની આંખ ઢાંકે છે. )

કૃષ્ણા—અલી આ શો ઢંગ મચાવે પરદેશી કેમ નચાવે
મંજુલા—ચતુરાં ચતુરઇ શું ચલાવે. પરજાયો કેમ પચાવે
નંદા—કૃષ્ણા મુક, મુકીદે.
કૃષ્ણા—પણ મેં ક્યાં ઝાલ્યાં છે ?
નંદા—વારૂ વારૂ, પતરાજી છોડ નહિતો એ ખાશે.
કૃષ્ણા—ખાશું ત્યારે ખાશું પણ હમણાંતો—

અલીઓ આવો દેખો મદારીનો ખેલ દેખો
કાહી બ્હેન ડમરાં દેખો પડ્યાં કેવા ફંદમાં દેખો

સખીઓ-કેમ અલી શુ છે કોણ કરે ખેલ, કયાંથી આવ્યો છેલ, હાં
સખી-ઓહો નંદા બ્હેન! વાહરેવાહ, ત્હમે વળી મદારી કયારથી થયાં?
નંદા-ચૂપ, ઝાઝી લવારી જો કીધી કોઇયે પેટ ભરી ભરી ખાશો માર
સખી-એતો, બ્હેન મોટાં વ્હાલાં નંદા નીરાળાંની પહેરામણીમાં શો સાર
સખી-અલી ઢોલક લાવ ઢોલક

(એક ઢોલક લાવે છે.)

હવે નાચો મકનભાઇ નાચો.
જરા નાચો મકનભાઈ નાચો.

નંદા-કેમ માનતી નથી એ કે?
સખી-માનીએ તો ખરા પણ ગમત તો કરવાનાં અને ફાગ પણ લેવાનાં.

નંદા—તો હું બાને કહીશ
સખી-પણ મોટાં બ્હેન, ખીજોછો શું કામ? ત્હમને થોડાં કહીયે છીએ. હં. ચલાવ અલી ચલાવ
નંદા—રાંડને-પડી પટોળે ભાત ફાટે પણ ફીટે નહીં

કૃષ્ણા— નંદા બ્હેન રળીયાત લઇએ પ્રેમે વારણાં.

હં. જરા નાચો મકનભાઇ નાચો.

વફાજી—અરે નંદા એ બધી કોણ છે?
નંદા—બધી જનાનાની છોકરીઓ.
વફાજી-જનાનાની છોકરીઓ?
સખી-હા જનાનાની છોકરીઓ.

પઢોરે પોપટ રાજા રામના મ્હારી નંદા પઢાવે
જોઇ જોઇ વ્હોર્યો હીરલો વ્હાલી ચોરીએ ચઢાવે.

વક્રાજી–માળું આ જનાનાનું કામ તો કરરૂં કપલેશ્વર કાકા, હનુમાન દાદા, આમાંથી છોડાવે તો સારૂ આતે જનાનાની છોકરી કે જંગલની ભોરી મધમાંખ–કે કાળકાની જોગણી?

સખી–હા, મધમાખ-મધમાખ

મધ ખાવું નથી સ્હેલું મુસાફર મધ ખાવું નથી સ્હેલું
ચટકો જનમ સુધી ટળશે નહીં ને લાંછન રહેશે લીલુ

હું. જરા ખેલો મકનભાઈ ખેલો.

વક્રાજી—પણ મધ ખાવું છે કેને?

વસું–(ઢોલકનો અવાજ સાંભળી) અરે નંદા, નંદા, એ શું છે?

નંદા—આ બધી વાંદરીઓ માનતી નથી અને આ પરદેશીને મશ્કરીએ ઉડાવે છે.

વસું—કેમ છોકરીઓ. કોણ કોણ છો એ કૃષ્ણા તું છે કે?

કૃષ્ણા—નાં બા, હું તો જાણું કે એ પરદેશી હીંગ વેચવા આવ્યાછે તે સાલસ સુશળીનો ભાવ પુછતીતી.

ચંબેલી–અને હું તો બા, મ્હારા મનમાં સદારી છે જાણી ભાણીયા માટે બજર ખટ્ટુ લેવા આવી હતી.

માણેક– અને મારા મનમાં મોતીવાળો છે તે જુનો કસબ લઇ હીરકી માટે કાનની બુકડી બંધાવા આવી હતી.

વસું—વારૂ, વારૂ, ખબરદાર હવે કોઇ કંઈ બોલ્યા તો.

સખી–ના બા હવે શું કામ બોલીએ. હવે તો નંદા બ્હેનના વીવામાં બોલશું. (બધી જાય છે)

વક્રાજી–આએ ઠીક. નારદને ભગવાનની માયા જોવાનું મન થતાં પરણવાની ઇચ્છા થઈ. ભગવાન પાસે રૂપ માગ્યું અને

વાંદરાનું મંડ્યું. મ્હને ઘર કરવાની ઇચ્છા થતાંજ એકે હીંગવાળો બનાવ્યો, બીજીએ મદારી, ત્રીજીએ મોતીવાળો પણ નંદા તેં શું ધાર્યું

નંદા-મ્હારેતો ત્હમો મ્હારા હૈયાના હાર અને જીવન આધાર.

સખી—અરે નંદા બ્હેન, બાને કહો કે બાઇ પધારે છે.

નંદા—અરે અરે ભુંડું થયું શું કરૂં-જાઓ ત્હમે બાગમાં ત્હમારા મીત્ર ત્યાં મળશે. ( ઉપર જઇ વસુધરાને ) બા, બા, બાઈ પધારે છે. ( વક્રાજી જાય છે )

વસું—હેં હેં, હવે મ્હારા પ્રાણ પણ કંઇ નહીં હું કહી દઈશ,.

નંદા—અરે પણ એમ થાય કે ?

વસું—ત્યારે

નંદા—આપણી પાછલી બારીમાંથી બાગમાં ઉતરી જાય. ત્યાં એમના મીત્ર છે.

વસું—ત્યારે એમ કરો ( વિશ્વાસને ) કાન્ત, કયારે મળશું ?

વિશ્વા—હરી ઇચ્છા હશે ત્યારે, મોરારી મેળવશે ત્યારે, જાણું છું

વસું-પધારજો. ( જાય છે. ) નંદા, નંદા, તું જો

તો ખરી એમને કંઇ વાંધો ન આવે. મ્હારા પ્રાણ ત્હારા હાથમાં છે.

નંદા—નીરાંત રાખો. (જાય છે)

વસું—ખરા સમયે કેવું વીઘ્ન—તરૂણ, મ્હારૂં જીવન ત્હારૂં છે. હું કેવી હતભાગીની. કુળનું આ કેવું ભારે બંધન. રાજકુંવરી ન હોતતો કેટલું સારૂં ? કોઇ ગરીબને ત્યાં જન્મી હોત તો સ્વતંત્રતાથી કયારની મ્હારા મનોરથને પામત. ( રાણી પ્રવેશ. )

રાણી—ચલનો ભલો ન કોશકો દુહિતા ભલી ન એક

મંગનો ભલો ન બાપસે જો પ્રભુ રાખે ટેક.

સંસારમાં દીકરીતો ખરેખર ચીન્તાનોજ ભારો સારાં સગાં મળે તોતો ઠીક નહિતો વળી એક દુઃખને ઉપર ડાસ, દીકરીની દાઝે મા બાપનું વગોણું, વસુંધરા પણ હવે તરૂણ થઇ. ઇશ્વરી સંકેત અજબ છે. સમયના સંસ્કારો સમયે પ્રકટ થયા વિના રહેતા નથી. વસુંધરાને હવે અવસ્થાના વા વાગતા જણાય છે. હવે એને યોગ્ય પતિની પ્રાપ્તી થવી જોઇએ છે એના પિતાનું એ વિષયપર જોઇએ તેવું લક્ષ જણાતું નથી. વળી શુભેચ્છક માતા પિતાએ દીકરીનું સુખ યોજતાં કુળ વય જાત વિદ્યા આદી અનેક વિચારો સાથે દીકરીની સ્વતંત્ર ઇચ્છાને પણ જાણવી જોઇએ.

(રાજા પ્રવેશ.)

રાજા—મોહના-રાણી (સ્વગત) કાંઇ ભારે વિચારમાં મગ્ન છે મોહના—

રાણી જી, મહારાજ પધારો.

રાજા—ઓહો! રાજ્યભારનું ચક્ર મ્હારા શીરપરથી ઉતરી ત્હમારા શીરપર બેઠું જણાય છે.

રાણી—પ્રભુ, કન્યકાવસ્થા ઉલ્લંઘી તારૂણ્યના ઉમરમાં પ્રવેશતી દુહિતાના ભારને રાજ્યભાર કરતાં આપ ઓછો માનો છો?

રાજા—ના એવું કાંઇ નથી ભારતો છેજ, પરન્તુ પતિના શબ્દને ન સુણવા જેટલો બેધ્યાન કરનારો આ ભાર મેં આજેજ જાણ્યો.

રાણી—અપરાધની ક્ષમા. હું ખરે વસુંધરાના વિચારમાં ડુબીજ ગઇ હતી.

રાજા—ઠીક, પણ કહો, વસુંધરાની પ્રકૃતી કેમ છે? એના શા વિચારછે?

રાણી—વલ્લભ-જન્મથી પરાધિનતામાં સપડાવા સરજેલી આર્ય ધર્મને માન આપતાં શીખેલી માત પિતાને સર્વસ્વ માનવા વાળી આજ્ઞાંકિત પુત્રી સ્વતંત્ર વિચાર તો શા કરે. છતાં એના મનોરથમાં વિઘ્ન આવતાં પૂજ્યોના વેણ સન્માનાર્થે 'સંસારી સુખને તીલાંજલી આપી વૈરાગ્યાત્મક વિચાર કરતી હોય તો નવાઈ નથી.' બાકી તરૂણપર એનો સ્વંભાવીક અનુરાગ છે એતો એની આંખોમાંથીજ વાત વાતમાં પરખાય છે.

રાજા-મોહના, સત્ય છે તથાપિ અનુભવી બાળકોની પ્રેમવૃત્તિ બહારથી દેખાય એટલે અંશે પરીપક્વ છે કે નહિ એ જાણવું એતો આપણો ધર્મ ગણાય. વળી સંબંધ પછીની ચંચળતા આપણા આર્ય ધર્મમાં મહા દુષણ રૂપ ગણાય છે. બાકી હું એવો હૃદય શુન્ય નથી કે એની પવિત્ર ઇચ્છાને વીદીર્ણ કરી એના સાચાં સુખને હતપ્રાય કરૂં કે એના સસારને કડવા કરૂં. ગરીબાઈ તો સમય સમયનીછે વળી મહાન ઇશ્વરે મ્હને પ્રભુતા આપી છે તો ગરીબની ગરીબાઇ ટાળી જો પાત્ર હોય તો આપણે તેને શ્રીમંત કરી શકીએ છીએ. એટલે કે એની ગરીબાઈ માત્રજ એને સ્વીકારવામાં અવરોધકારક નથી. પરન્તુ એ બીજી સર્વ રીતે પાત્ર છે કે નહીં એનીતો આપણે તુલના કરવી જોઇએ. વળી વસુંધરા આપણું એકનું એક રત્ન છે. એનાથી વિશેષ આપણે કાંઇ નથી. આપણા પછી રાજ્ય પણ એનુંજ છે. માટે ત્હારા માતૃ વચન પર વજન આપે તો એની છેવટની મનોવૃત્તિ જોઇ લેવા હું ત્હને ઇચ્છું છું.

રાણી—જેવો પતિનો આદેશ. અરે કોણ છે ? છોડી, વસુંધરાને બોલાવ. (વસુંધરા પ્રવેશ કરે છે.)

વસુંધરા—માતા પીતાના ચરણમાં પ્રણામ કરૂં છું.

રાજા—દીર્ઘાયુષી થાવ.

રાણી—ઈચ્છીત મનોરથને પામ. બેટા વસુંધરા, ત્હારા પિતા ત્હારી પ્રકૃતી પૂછે છે.

વસુંધરા—વડીલોના પૂન્ય પ્રતાપે ઠીક છે.

રાણી—છતાં તું આજ કાલ જોઇએ તેટલી આનંદી અને ઉત્સાહી જણાતી નથી. શું કારણ હશે ?

વસુંધરા—આપને જે લાગે તે, મ્હને તો કાંઇ વરતાતું નથી.

રાણી—ઠીક પણ એક વાત ત્હારે અમારી સાંભળવી જોઇએ છે. ત્હારા પીતાનું અને મ્હારૂં એવું માનવું છે કે ત્હારા ભવિષ્યના સર્વ સુખ દુઃખનીકારક ભૂમિકારૂપ ત્હારી પ્રેમવૃત્તિને તું અનુચિત માર્ગે પ્રેરતી જણાય છે. કદાચ તું એમાં પરિણામ જોઈ શકતી ન હોય. જાત, ભાત, કુળ, ઘર, ગામ વતનવાડી વિનાના એક કેવળ અપરિચિત તરૂણપર સ્નેહ લંબાવવો એ—( વસુંધરા નીચું જોઇ રહે છે ) કેમ કાંઇ બોલતી નથી. ( વસુંધરા નિશ્વાસ નાંખે છે. ) શા માટે નિશ્વાસ નાંખે છે ? ત્હારાપર અઘટીત અંકુશ રાખવાનો વિચારતો સર્વથા હમારો નથીજ પણ ત્હારા શ્રેયના હમે જવાબદાર છીએ. બોલ હમારી વાત ત્હને યોગ્ય લાગતી નથી આ છેલ્લી વખત ત્હારી ઉર્મી હમને જાણવા દે.

વસું—શું બોલું ? મ્હારૂં સર્વ કાંઇ આપ છો આપની આજ્ઞાનું મેં કદી ઉલ્લંઘન કર્યું નથી, મેં વારંવાર મ્હારો નિશ્ચય આપને જણાવ્યો છે. છતાં આજે આપ મ્હને અન્યાય કરો છો.

માતા ના અન્યાય વિચારો જનની કંઇક દયા દીલ ધારો,<br>
અવળી વાણી શીદ ઉચ્ચારો તનુની કેરૂં હીત સુધારો,

જાત ભાત કુળ શાને નીરખો વય વિદ્યા આકૃમને પરખો,
દાન સુપાત્રે દઈ હરખો મુજ સફળ થાય જન્મારો—માતા.

કૃષ્ણ ચંદ્ર રાધાનુરાગી મુજ મનવૃત્તિ એમાં લાગી,
સુઘડ સુંદર વર એ માગી લઉં ભવ ભવ નિશ્ચય મ્હારો માતા.—

માતા, મેં પૂર્ણ વિચાર કર્યો છે. આપને હલકા જણાતા પુરૂષને મેં પ્રભુ માન્યો છે, એમ નિઃશંક કહું તો અવિનયની ક્ષમા. વળી મ્હારો અંતરાત્મા મ્હને બોધે છે કે જે ઉત્તમોત્તમ લક્ષણથી એ અલંકૃત છે તે કનિષ્ટ કુળનાં નથીજ. ઉચ્ચ કુળમાંથી કંઇ પ્રારબ્ધ યોગે અવતિર્ણ થઇ ભાગ્યનો ભાર વહેતા જણાય છે. છતાં કુલીન છે. મ્હારા પીતાના રાજ્ય કારભારમાં એણે સર્વને સંતોષ આપી પોતાની પાત્રતા સીદ્ધ કરી છે, ઘર ગામ અને વતનવાળા કોઈ ગુણહીન કરતાં પરિચિત થયલા આ વિદ્યા વિભુષિત તરૂણ મ્હારે મન સર્વથા શ્રેષ્ટજ છે. માતા આપની આજ્ઞાનું હું ઉલ્લંઘન કરીશ નહિં છતાં ( રડતાં રડતાં) મ્હારા પ્રેમાંકુરપર દબાણ થતાં મ્હારૂં આખું જીવન હું કૌમારાવસ્થામાં ગાળવા હું પ્રયત્ન કરીશ કે પછી એ નિઃસાર જીવનનો અણઘટતો બોજો મ્હારાં વ્હાલાં માતા પીતાપર રાખવા કરતાં એનો પણ અંત આણીશ.

( વસુંધરા ચાલી જાય છે. )

રાજા-વસુંધરા, વસુંધરા, પાછી ફર બેટા, આ શું ? શું ત્હું હમને હૃદય વિનાના રાક્ષસ સમજે છે. જે આટલા જલ્દી હમારો ત્યાગ કરી જાય છે. ત્હારી ભાવના સફળ થશે. ધૈર્ય ધર ખેદ કરમાં. અછાજતા વિચારોપર આવ નહિં હું હમણાજ પ્રધાનને બોલાવી વિશેષ ખાત્રી કરી યોગ્ય લાગતાં ત્હને નીરંતરની સુખી કરવા પ્રયત્ન કરીશ. ધીરી

પડ આપુ. ( નંદાને ) નંદા, જા, પ્રધાનને બોલાવ.

નંદા—જી હમણાંજ જાઉં છું ( વસુંધરાને ) બા, આકળાં થાઓમાં જે થશે તે સારૂંજ થશે. હું જાઉંછું દીલગીર થશો નહિ, હમણાં આવીશ. ( જાય છે. )



# પ્રવેશ ૨ જો.

સ્થળ—પ્રધાન ખળરાયનું મકાન

પાત્ર—પ્રધાન, વસુંધરા, નંદા,

પ્રધાન—ધરમ કરતાં ધાડું પડ્યું ને બકરી કાઢતાં ઉંટજ ગળ્યું મેં જાણ્યું જે સન્યાસીનો દીકરો આપણે ચાસે ચાસ હાંકશે પણ આતો અવળુંજ થયું મ્હારોતો એકે પાસો પડતો નથી અને ઉલટું સાલ થઈ. પડ્યું. હવે શું કરૂં ? મ્હારો છે એ હુશીયાર વળી વીવેકી, વીનયી, ઉઘાડું વેર બંધાય એમ જણાતું નથી વળી જ્યાં જાય ત્યાં માનીતો જાણે કાંઇ પ્રભાવજ પડતો હોય હરી જાણે કાંઇ જાદુ જાણતો હોયતો. ગમે તેમ હો પણ ખળરાય એમને એમ ચાલવા તો ન દેવું જોઈએ નહિતો ખાટેક આપી આંખ કહાડે એવો છે ઉગતા શત્રુને તો ડાંભવોજ એ નીતી શામ દામ ભેદ કે દંડ પણ દંડ સિવાય એને બીજે માર્ગે વશ કરવો પણ અશક્ય છે.

( કંદર્પોની પ્રવેશ કરે છે )

કંદર્પીની—કાં પીતાજી આજે કાંઇ ભારે વિચારમાં ?

પ્રધાન-કંદર્પીની સારૂં થયું તું આવી. દીકરી. ત્હારી સલાહની જરૂર જણાય છે મ્હારા માર્ગમાં ગોખરૂ વવાયાં છે અને મુળ ઉંડા જતાં જાય છે મ્હારાથી ઉખેડાય એમ નથી તું ત્હારી ચાતુર્યથી અને કળાથી કે ઇન્દ્રજાળથી ઉખેડી આપણો માર્ગ નીષ્કંટક કરે તો સારૂં

કંદર્પીની—ઓહો એમાં શું પીતાજી ચીન્તા ન કરો આપ ક્યાં મ્હારી શક્તિને જાણતા નથી માત્ર આપને કહેતાંજ વાર.

કહોતો આપ આ સમે નીમીષમાં કળા ધરૂં
ઉખેડું તોડું મેરૂને તો કોણ માત્ર ગોખરૂ
કહોતો સીદ્ધ યોગી કંઈ ચલાવું લાવું મોહથી
કહોતો ચંદ્ર ઈન્દ્રને ફસાવું પાસ પ્રેમથી

માટે કહો શું કરૂં ? કોણે આપના શત્રુ થવાની હિમત કરી છે.

( નંદા પ્રવેશ કરે છે. )

અલરાય-કંદર્પીની એટલું બધું તો કાંઇ નથી પરન્તુ વહેતાં પાણીને વાળવું મુશ્કેલ થાય માટે પ્રથમથીજ પાજ બાંધવી અને મેં એ વિચાર પણ કરી દીધો છે. આ યુવક રાજકાજમાં હમણાં હમણાં આગલ વધતો જાય છે લગભગ મ્હારા કરતાં પણ મહારાજનો વિશ્વાસ એનાપર વધતો જતો જણાય છે અને હુશીઆર પણ છે શામદામથી વશ થાય એમ નથી અને વશ ન થાય તો બાજીપણ બગડે એમ છે જાણવા પ્રમાણે રાજકુંવરી એનાપર મોહીત છે મ્હારા મનમાં તું ત્હારી કામ કળા આદીથી એને વશ કરી લે અને બને તો વરી લે એટલે આપણા કાર્યમાં વીઘ્ન ન આવે.

કંદર્પિની—વશ કરી લે-અને વરી પણ લે. વશ કરીજ લું એના શા ભાર છે. મોટા મુનીવર રૂશીવર મ્હારાથી ચલે તો ઓહ એ-પણ વરી લઊં ?

ખલરાય કાં એમાં શું છે મેં આજે ગમે તે રસ્તે એને એના મકાનમાંથી ઉપાડી લઈ આવવા પેરવી કીધી છે તુ સારી રીતે શૃંગાર સજજે જો ત્હુરા મોહમાંથી ઘેરાય અને લગ્ન કબુલે તો ઠીક છે નહિ તો જનમતુ બંધીખાનું તો છેજ

નંદા ( સ્વગત ) હું ઠીક વેલાસર આવી આ બધું તરણુ માટે તરકટ અરરર ત્યારે તો મ્હારા બાનો પ્રાણજ જાય કે નહિ પણ ઈશ્વર ભલા ભગવાન બહુ સારૂં કર્યું મેં વખતસર સાંભળ્યું હવે શું હું નમાયલી છું જે એને ફાવવા દઇશ અરે પ્રધાન સુંઠ ખા-સુંઠ અને રાંડ કંદર્પિની તું એ એવીજ જોશું.

ખલરાય-( કંદર્પિનીને ) ત્યારે હું જાઉં છું કંદર્પિની તું તૈયાર રહે જે.

કંદર્પિની—હા હા એમાં શું આપ પધારો અને નિશ્ચીન્ત રહો.

નંદા—પ્રધાનજી-મહારાજ આપને યાદ કરે છે,

પ્રધાન—આ ત્યાંજ જાઉં છું કહે શી ખબર છે ?

નંદા-સૌ કુશલ.

કંદર્પિની—પણ નંદા તું હમણાં હમણાં તો બહુ કમ જણાય છે.

નંદા—શું કરીએ બેન-આ નવા આવ્યા છે એણે એટલું કામ વધારી દીધું છે

પ્રધાન—એ તો હોયજ માટે અધુરા ઘડા છલકાયા વિના ન રહે કોણ જાત કોણ ભાત બીલાડીને કંઈ ખીર પચે રાજ વૈભવ અને રાજ ધનં તો હમારા જેવા કુલિન અને

સુલ્કદીએજ જેરવે આતો હલકાન હવાલદારી પેલું કહે છે તેમ.

ઓછું પાત્રને અદકું ભણ્યો વઢકણી વહુએ દીકરો જણ્યો,
મરકટને વળી મદીરા પીધો અખા એ થકી સૌકો બીધો.

લ્યે. ઠીક ત્હમે વાતો કરો હુ તો જાઉ છું (જાય છે)

નંદા—બ્હેન હું પણ જઇશ પધારજો કામ સેવા ફરમાવજો
(સ્વગત) રંડા મ્હારી બાની વેરણ અદેખલી-જોઇશ.

(જાય છે.)

કંદર્પીની-ખરે સાઠી બુદ્ધિ નાઠી મ્હારા બાપાની બુદ્ધિ તો જુઓ। વશ કરીલે-અને બનેતો વરીલે તે શું હું એને વરીશ અને લગ્ન કબુલે તો ઠીક નહિતો બંધીખાનું તે એને તો કબુલજ વળી એ શું કામ નાકબુલ કરે મ્હારા જેવી સૌંદર્યવંત મળેજ કયાં પણ આપણેજ કયાં છે કબુલ પરણવું પરાધીન થવું એ તો મુર્ખીઓનાં કામ આપણેતો (અરીસા સામું જોતી જોતી)

લગન કરે લાડકડી ઘેલી રહે જંજીરે જકડી
બની મસ્ત રહુ એકેલી છેલી સદા ફરૂં અલબેલી.
લગન વીઘન બંધન છે કારી મરદ તણી ખુશામત ભારી
કમ અકલ અણઘડની વારી પરવશ થઇ કરવી લાચારી.
મ્હને ગમે ન તાબેદારી મ્હાલુ સ્વચ્છંદમાં હું નારી—લગન.
ધર્મ શાસ્ત્ર પોથાં આ ખોટાં મરદ તણા મતલબના ગોટા
ભલે હોય બુદ્ધિના તોટા તોયે બનીને બેશે મોટા
એ સ્વાર્થ વૃત્તિ શું સારી રહેવું સદા રૂડું કુંવારી—લગન.

પુલ સુગંધ અનેક રૂપાળાં ભમર પરાગ પીએ રસ પ્યાલા
ફરે મગન મનથી રઢીયાળા એ સુખ સુંદર સુજને વ્હાલા
રહું ફાંકલડા છોગાળી ઝુંડો સ્વતંત્રતાનો ઝાલી

( જાય છે )



# પ્રવેશ ૩ જો.

સ્થળ-( વિશ્વાસનાં મકાન પાસેનાં ) વિશ્વાસનું મકાન

પાત્ર-નંદા, વફાજી, વિશ્વાસ, પાછળથી ચોર.

નંદા-બાગમાંથીતો ક્યારના નીકળી ગયા અને મ્હારે ગમે તેમ ચેતવવાતો જોઈએજ વફાજી સિવાય બીજું એમનું સાચું હીતચીંતક અહીં કોણ હોય—ઓહો આ એમનું મકાન દરવાજા બંધ લાગે છે. લાવ ઉઘડાવું ( દરવાજા ઠોકે છે )

વફાજી-કોણ એ ?

નંદા-( સ્વગત ) લો એજ છે આપુડા બહાર આવશે આપણે બોલવાનું કામ નથી ઠોકેજ જવું ( દરવાજા ઠોકયા કરે છે. )

વફાજી-પણ કોણ છે એ

વિશ્વાસ-વફાજી જુઓના કદાચ દરબારમાંથી કોઇ બોલાવવા ન આવ્યું હોય ?

વફાજી—હા દરબારમાંથી આવ્યું હશે—આપને દરબાર શીવાય બીજું કોઇ ધ્યાનજ નથી કે શું ? ઠીક જોઉં છું ( વફાજી)

વજ્રાજી-કોણ નંદા-અત્યારે

નંદા-( આંગળીની ઇશારતે ચુપ કરી ) ધીમે કાંઇ તાકીદનું કામ છે આ બાજુ આવો.

વજ્રાજી-કેમ કંઈ વીપરીત છે ?

નંદા-ન ચેતીએ તો વીપરીત બાકીતો કાંઈ નહીં પણ આમ આવો

( વજ્રાજી પાસે જાય છે )

( નંદા આજુ બાજુ જોઇ ) અહીં નહીં આમ આવો

વજ્રાજી-અરે અહીંએ મશ્કરી, કહોતો ખરા એવું શું છે મ્હારો જીવતો ફડાકે ઉડે છે.

નંદા-જુઓ હું હમણાજ પ્રધાનને ત્યાં ગઈ હતી—સાંભળ્યું

વજ્રાજી—હા હમણાજ પ્રધાનને ત્યા ગયાં હતાં-સાંભળ્યું.

નંદા-પ્રધાનને તરૂણ માટે સારો અભિપ્રાય નથી.

વજ્રાજી—નથી તો શા દરકાર છે એતો હુ જાણુંજ છું.

નંદા-અરે પણ સાંભળો તો ખરા ?

વજ્રાજી—કહો શું ?

નંદા—પ્રધાન અને તેની દીકરી ઘણાં લુચ્ચાં છે તરૂણની ઉન્નતિ, પ્રધાનથી સહન થતી નથી એની આંખમાં સરચાં પડયાં છે અને તેથી કોઇપણ રીતે આજે ત્હમારા તરૂણને ઉઠાવી લઇ જવાની યોજના કરી છે એ ચોકસ એની જીંદગી જોખમમાં છે સંભાળજો સાવધ રહેજો કોઇને જાણવા દેશો નહીં તરૂણને પણ નહીં. બચાવ કરજો આવી નજીવી વાતથી એની આશાઓને પરાસ્ત કરવી હું ઉચીત જોતી નથી હું જાઉં છું વખત ઘણો થયો છે વાત ઉડાવજો ભુલશો નહિ.

વજ્રાજી-બહુ સારૂં હું જાળવીશ, એ લુચ્ચા પ્રધાનપર મને પણ

તીરસ્કાર આવતો હતો અને હું તરૂણને વારવાર કહેતો
પણ હતો પણ એ કાંઇ ધ્યાન આપતા નહીં પણ બેફીકર
રહો હું એને પહોંચીશ અને એની ઉચ્છંખળતાનો બદલો
ઈશ્વર કરશે તો આપીશ

( જાય છે. વિશ્વાસ આવે છે )

વિશ્વાસ-બહુ વાર લાગી વફાજી એટલે મને ચીંતા થઇ કોણ
હતું એ ?

વફાજી ( સ્વગત ) નંદાએતો એમને કહેવાની ના પાડી છે.
( પ્રકાશ ) એતો નંદા હતી.

વિશ્વાસ-હેં નંદા હતી વફાજી ત્હમે એ ઘુંચવાયા લાગો છો.

વફાજી-એવું તો કાંઇ નથી છતાં માલીક પાછળ નોકર હોય તો
શું ખોટું—

વિશ્વાસ-હું ક્યાં ના કહું છું તો પણ શું હતું?

વફાજી—ત્યાંથી આપની ખબર પુછવા મોકલી હતી અને એમકે
કાંઇ ચીન્તાતો થઇ નથી.

વિશ્વાસ-તમે જવાબ દઇ દીધોના.

વફાજી-બહુ યોગ્ય. અને કહ્યું કે આનંદમાંજ છે. પધારો હવે
આરામ કરશું ?

વિશ્વા-થાય છે—શી ઉતાવળ છે ? જુઓતો ખરા વફાજી ?
કેવી આ ઝમકાર માર વહતી રાત્રી રૂડી ઉજવલી
શી સુંદર સુખદાઈ છાઇ અહહા, આ ચંદ્રિકા નીર્મળી
આ પેલો છલી દંભી ચંદ્ર ઘટના કેવી જુઓ દાખતો
જાણે સ્પર્શ મલિન થાય નભથી ચાતુર્યથી નાસતો
તો એ કાંઇક વિચિત્ર રૂપ નવલાં ધારી વહે આભલાં
કેમે કાળપ જાય નીજ સમજી પુઠે પડે પાધરાં

આ લઘુલાઘવ જોઇ જોઇ હસતા ચમકે સુગા તારલા
ભૂલે ચંદ્ર પ્રતાપ આપ વધતો જો શ્યામ છે વાદળાં
વફાજી આજ ખરે મ્હારે સર્વાંગે અપુર્વ ઉલ્લાસ અનુ-
ભવું છું

વફાજી—કેમ ન હોય ભાઈ, એ શુભ શુકન છે

વિશ્વાસ—ના ના, મ્હને કાંઈ આજે રમવાનું મન થાય છે કહો
શું રમીયે ?

વફાજી—કહું ? આપને તો આજ આનંદ વહ્યો જાય છે પણ મ્હને
તો ભેગી ઉંઘ આવે છે. એટલે ઉંઘાયને રમાય બન્ને
થાય એવું કંઇ કહું ?

વિશ્વા—વાહ ચતુરાઈ, ઉંઘાયને રમાય એવું તે વળી શું ? છતાં
કહો જોઇએ?

વફાજી—કહો તો રમીયે નાઠા બારી અને કહોતો રમીયે શાહજાદો
ને ભીખારી.

વિશ્વા—મ્હને તો એકેમાં સમજ ન પડી.

વફાજી—નાઠાબારી એટલે એમ કે નાશ ભાગ કરીયે દોડાદોડ
કરીયે સંતાઇ જઈએ.

વિશ્વા—અંહ, એતો સારૂં ન ગણાય.

વફાજી—તો રમીયે શાહજાદો ને ભીખારી એટલે ત્હમે મ્હારા
કપડાં પહેરી લ્યો અને હું આપના કપડાં પહેરી લઉં
અને સુઇ જઇએ સવારે નંદા આવશે એટલે થાપ ખાશે
અને ગમત પડશે.

વિશ્વા—હા, હા, વફાજી એમાં તો મ્હનેએ ગમત પડશે.

વફાજી—( સ્વગત ) એતો હરી જાણે, ( પ્રકાશ ) તો લ્યો પહેરો.

( કપડાં અદલ બદલ કરે છે )

વિશ્વા—વફાજી, ત્હારી હુંફાળી મૈત્રીની હુંફ ત્હારા કપડામાં પણ
વરતાય છે તું કેવો સાચો મીત્ર છે ?

વઝીરજી—આ રમત પણ વિચિત્ર છે. પણ ચાલો હવે આરામ કરીએ.

( જાય છે આરામ કરે છે. )

( ચોર પ્રવેશ કરે છે. )

ચોરો—હે, મઝાનો આ ધંધો કેવો રૂડી સોના મહોર જેવો.

ચોકખો ચાંદરણી જેવો બાપ દાદાથી ચાલ્યોજ જાય.

પેઢી ઘર પેઢી ચાલ્યોજ જાય—મઝાનો.

હે કીડી સાંચે વળી તીતર ખાય એવો પરભુડાના ઘરનો છે ન્યાય

ખણે ઉંદર વળી ભોગે ભોરીંગ કેવા વાલીડાએ કીધો છે નીસ.

કોડીયા બેટા.

ખાપરા ઘેના

કોયલ સેવે કાગડી ઇંડા પારકે પૈસે આપણે લીલા

મારી ફાડી તોડી ચોરી કે ખુન એવું વડાળાનું મોટેરૂં પુન

કોદાળી ચાંચવો હાથમાં લઇયે, માંડી નીછરણી છાપરે જઇએ

પાડી બકોરૂંને ઘરમાં ગરાયે ઘણીને થોડુંક ઘારણ દઇયે

લુટી લઇયે લેવા જેવો કોનો માલ બાપનો કેવો.

જાગે ધણી ખરપી દેવો ફાવ્યા નીતો મારગ લેવો—હે મઝાનો

હે બનીયા ચોરે પળીપળીને રામ ઉડાવે કુપ્પા

એર મશાણીયા મોકાણ સાંડે બોલશે ખાસે ગુપ્પા મઝાનો

છગડું સીપાઈ—ક્યું બે સાલે અબી તક યહીં હી હો તો ફીર કામ કબ કરોગે ?

ચોર—હેં હેં શાલે અરે તારા મીંયા વડાની સમાલીને બોલજે નીતો પહેલો તું ને પછી તે.

છગડુ—(નરમ પડીજઇને) અબે યાર તુમતો કુછ સમજતેહી નહિ શાલે કહાતો ક્યા હોગયા શાલેકા માયના ભી સમજતે હોકે

નહિ જાનતે હો, શાલે કીસકો કહેતા ? ઓરત કે ભાઈ વો શાલા. તો ફીર જબ તુમ મેરે મકાનપે કભી આતે હો તો મેરી બીબી તુમે ભાઈ નહિ કહેતી હે તો કયા કહેતી હે ?

ચોર- માંહોમાંહે ) હા ભાઇ, એતો ગરૂ એની બીબી ભાઇતો કે છે અને વગી બીડી તમાકુઓ દીએ છે.

છગડુ-તબ ફીર શાલે નહિતો કયા કહેવે. તુમકો ઈતની ઇજ્જત દેતે હે વો તો હીસાબમે નહિ. ઔર સામને શીરપચ્ચી. ઔર અબ કરો અબ જો કરના હો સો, મ યતો જાતાહું સમજવાન હો ઉસસે કુછ બાત ભી કરે, તુમારેસેં કયા બાત કરે ? (જવા માંડે છે)

ચોર—અરે નીરે છગડુ ભાઈ એમ તે કાંઇ થાય કે ઉભા તો રેવ ને કેવતો ખરા. છું કરવાનું સે.

છગડું-બસ અબ મેંતો જાતાહીહું તુમ કરો અપની અપની હમારે કયા પરવા ? દેખો શાલે ઉસ્કા કામભી કરના ઔર મુફતમેં શીરપચ્ચી. હમકો કહાં મીલનેકા હય ?

ચોર—અરે અરે છગડુ મીયાં, તહુમારા દાદાના છમ. હોય એતો એને છું ખબર કે છાલા કોને કહેવાય ? પણ હવે વાતતો કરો.

છગડુ-અચ્છા, તો દેખો એ સામને મકાન, ઉસમેં રહેતા હય એકતો ઠાકર ઔર એક હે નોકર ઉસકા બેઈમાન કયા ગરૂરી. સલામ તક નહિ લેતા. ઔર પરધાનસે ગુસ્તાકી આજ મીલેગા ઉસ્કો નતીજા મગર કહાં હય તેરા ભતીજા ?

કોડીયો—એ આવે બધું જોઈએ કે ને ચાંચવો નરાજ ને વળી જરૂર પડે તો ખપાવવાનું એ સાજ. એવાં કાળાં કરવાં તે હુથીયાર તો જોઇએ.

છગડું-યું સાલે હે તો હુશીયાર.

ચોર—અરે એ શું એનો દીકરો ખાપરો એનાથી ચાર અંદા સરસ છે હેલો આવે.

કોડીયો—અરે ખાપરા.

ખાપરો—બાપ કોડીયા

કોડીયો લઇ આવ્યો સંધુ

ખાપરો—તે હું આ ખાપરો ચુકતો ઓહેકે બાકી.

કોડાયો—હીંડો તારે બાપજી જમાદાર સાહુબ

છગડુ—અરે હીંડો કયાં કહેતો હીયા. ઉશમેંસે જો ઠાકર જેસા હય ઉસકો ઉઠાના હય વો બહુસરા બદકારકા કુચ કામ નહીં

કોડીયો—તે ઠાકર કેમ વરતાય? હુઈ ગયલા તેમાં.

છગડુ—એસે કમઅક્કલસે પાને પડે હય. તો ઇતનાભી સમજ નહી શકતે. અચ્છે અચ્છે કપડે પહેને હો વો ઠાકર, નહિ તો ચાકર સમજ લેના.

ખાપરો-અરે તે મારો ડોહોતો ગાંડો થઈ ગયલો છે પણ હું છુ કે ની સાથે.

છગડું—હાં મગર દેખો, આસ્તેસે ઉઠાના, શોર ન મચાના ઔર મુશ્કલ લગે તો ખટીયાઇ ખટીયા ઉઠા લાના, ઔર સીજે ઉદરહી મીલના જાતા હું મયતો હુશીયાર ખબરદાર.

(જાય છે)

ખાપરો—અરે હારૂં ને હારૂં.

કોડીયો -દીકરા ખાપરા.

ખાપરો—ઓ બાપા કોડીયા.

કોડીયો—તેમ કુ' જે આ હહુરા કંઇ હમજતા ઓહે કે એને હું જોઇને ઉંઘ આવતી ઓહે પણ માળુ કકરૂં છે હે કે આ બારસાખતો જો, ને આ ખાટલો તો લઠ જબર દેખું તે કેમ કરવાના.

ખાપરો—તે બાવા, તું ઓ ડોહો થાયો પણ હીડુરીનો કંઈ હમજતો ની દેખું બારશાખ તોડની

કોડીઓ કેમરે પોહા બેચુબી ફર્યો કે હું તે ત્હારી કુટેલી છે. બારસાખ તોડે તો આ ભેંત પડે તેનું હું ?

ખાપરો હવે કીધું તે ખછ આધો મર.

કોડીયો—પણ તારે ભુછી મરની હું બારવું છે ?

ખાપરો–આમ જો હેલું પાટીયું લાબું હરખું પડેલું છે બેચુ ઉંચકી લાખની એના પર જાણે છમછાન લઇ ચાલ્યા.

કોડીયો—પણ ઇહાંતો બે લાછ પડેલી છે તે કેઇને ઘછડવી છે ?

ખાપરો–તે હુઝતું નથી હેલો ઝરક ઝરક થાય તેને લઇ ચાલની

કોડીયો—લે ચાલ તારેવેગ વેગ રાત ભાંગીને મરઘો બોલવા આવ્યો પછી કાંઈ વરહેની. ( આસ્તેથી લઈ જાય છે. )

નિશા-( જાગીને ) વફાજી, કેટલા વાગ્યા ? હું ધારૂં છું આજે દરબારમાં જલ્દી જવાનું છે નહિ વારૂ. ( થોડીવાર પછી ) વફાજી, કેમ બોલતા નથી ? ( બેઠા થઇને ) અરે વફાજીતો ઉઠયા લાગ્યા છે. બહાર ગયા હશે ( થોડી વાર પછી ) વફાજી, ( ઉઠીને બહાર નીકળતાં બારશાક જોઇ ) અરે આ શુ ? ખાતર પડ્યું લાગે છે. અને વફાજી, આ એ-મનાં કપડાં પણ તો અંહી છે. ગજબ નક્કી દગો છે. વફાજી વફાજી— ( નંદા પ્રવેશ )

નંદા—કાં તરૂણ, સવારમાં વફાજી વફાજી કરો છો કહો તબીયત તો સારી છે? કેમ ચીંતાતુર છો ?

વિશ્વા-નંદા, તબીયત તો સારી છે પણ કાંઈ દગો જણાય છે આ ખાતર અને વફાજી ગુમ.

નંદા-હેં હેં મેં ચેતાવ્યા હતા તોયે.

વિશ્વા-ચેતાવ્યા હતા ? તેં શું, કેને ?

નંદા—તરૂણ હું જ રાંડ અભાગણી છું પણ કંઇ હરકત નહિં હમણાં પકડાશે.

વિશ્વા—પણ મ્હને કેહેતો ખરી આ શી ગરબડ શું ઘોંટાળો?

નંદા—તરૂણ રાજ, એટલા માટેજ હું કાલે રાતના આવી હતી. અને હમણા પણ એજ જોવા આવી કે હરામખોરો ફાવ્યા કે નહિ?

વિશ્વા—અરે પણ કયા હરામખોર ?

નંદા—પ્રધાનના માણસ.

વિશ્વા—પણ પ્રધાનના માણસને વફાજી સાથે શું વેર ?

નંદા—આપને માટે અદેખાઈનું ઝેર.

વિશ્વા.—હેં હવે સમજાયું અને તેં વફાજીને કહ્યું હતું ? અહા, મીત્ર, મીત્ર, કેટલો સહૃદય. એટલાજ માટે તેં કાલે શાહજાદા ભીખારીની રમત માંડી હતી. અહા, હરી, મ્હારો મિત્ર, વફાજી. (નીરાશ થઇને બેસી જાય છે)

નંદા-તરૂણ, તરૂણ, આશું ? વીંહ્વળ શા માટે થાઓ છો આપના મીત્ર સલામત છે.

વિશ્વા—પણ નંદા, અહો મીત્ર ધર્મ ધન્ય હો. વફાજી ધન્ય હો. તેં મ્હારે માટે સહન કર્યું.

માની મીત્ર વીશેષ બંધુ થકી તેં મૈત્રી સદા જાળવી

આનંદે સુખ દુઃખ સર્વ મુજમાં તેં ભાગ લીધો વળી
જાણી સંકટ મુજ શીર પડશે તે પ્રાણુ તૃણવત્ ગણ્યો.
હા હા બધુ સુમીત્ર તુજ વીણ આંખો છતે આંધળો.

( ઢળી પડે છે. )

( જાગૃત થઇને ) નંદા. મ્હારા હૃદયને ખોટું આશ્વાસન આપ નહિ. જા, ત્હારાં બાને કહે અને મ્હારા મીત્રની ભાળ જલદી કહાડવા મ્હારા તરફથી વીનવ.

નંદા—હમણાંજ જાઉં છું. તરૂણ, અને આપ પણ પધારો મહારાજ અને માતુશ્રીને પણ હું જણાવીશ.

( જાય છે )



## પ્રવેશ ૪ થો.

સ્થળ—જંગલ.
પાત્ર—કોલો તરકટી.

કોલો—હાસ થાકી ગયો. ઓહો લગભગ તમસાની સરહદ સુધી આવી પહોંચ્યો લાવ હવે આ કીમતી બોજો ઉતારૂં. અને હવે શી હરકત છે ? પણ હજી ઘેનમાંજ છે. ચાલો ગંગા ન્હાયા માલતો ઘણો છે, આપણી પાસે એ છે અને આ

પુતળી આંખે લાગ્યાં હશે વીશનાખી કાચાં નથી (માથા પરથી ઉતારી પાસે જઈ.)

હવે તો જાગો મ્હારી જાન (૨)

તરકટી—કેમ મોડા આવ્યા કહાન–હવે તો (આળસ મરડીને ઉઠતાં ઉઠતાં ]

કોલો—અરે આતો તરકટી.

તરકટી - કેમ શું છે ચટપટી ?

કોલો—ચુપ નકટી.

તરકટી—કોણ ? કોલો કપટી, (સ્વગત) અરરર ! હું કોની સાથે આવી ?

કોલો–કોયલ કુંકતાં કાગડી આવી. જુઓ આ મ્હારી ભવાઈ.

તરકટી–મશાણે જાતાં મુડદાં સગે એમાં તે શેની નવાઈ હવે તો જાગો

કોલો–અરે મુડદું હોતતો ધુળ લખી આતો જીવતી ડાકણ ભાઇ

તરકટી—કોયલ કાગડીમાં ફેર કયો ભાળો બન્નેનો રંગ કાળો નકામો જીવ બાળો.

કોલો–એતો એમજ તો હવે. ભગવાન ભૂલ્યો તે આપણે એ ભૂલ્યા.

તરકટી—કહો પણ બગલી શેને ભાવી શું ઉણપ મુજમાં આવી (સ્વગત) હવે તો મ્હારો છુટકોજ નથી.

કોલો—એતો ઉલટી વાત સજાવી લેશું જેમ તેમ નીભાવી

તરકટી—તો પછી શું બોલો મુકી સાન

કોલો–નારે ના તું તો મ્હારી જાન કેમ મોડા આવ્યા કહાન હવે

કોલો—ચાલો હવે એ વાત મુકો પડતી અને ભાથાંની લો જડતી ભુખ લાગી છે કડકડતી કંઈ છે કે એમજ ?

તરકટી—કંઇ ગામ હોય અને પાણીનું સ્થાન હોય તો અડામાં
કૂકી બાટી બાટી કરી ખાઇએ.

(જાય છે).



## પ્રવેશ ૫ મો.

સ્થળ—વસુંધરાનું ભુવન

પાત્ર—નંદા, વસુંધરાને રાણી મોહના—

નંદા—( વસુંધરાને ) બા, બા.

વસું-નંદા, કેમ કેમ આમ હાંફલી ફાંફલી? કંઈ માઠા સમાચારછે?

નંદા—( આંખમાં આંસુ લાવી ) બા, વકાજી જડતા નથી.

વસું - હેં જડતા નથી એટલે ?

નંદા—મકાનમાં ખાતર પડયું છે?

વસુ—પણ કંઇ ચોરાયું ?

નંદા -બીજું તો કાંઈ ચોરાયું નથી એજ ચોરાયા

વસુ—અને તરૂણ, મ્હારા પ્રાણ ?

નંદા-એતો સુરક્ષિત છે.

વસું-તો વકાજી કયાંય શોધ કરવા ગયા હશે.

નંદા—ના કપડાં બધાં ત્યાંજ છે.

વસું—એતો ગજબ, પીતાજીને કહેવું જોઇએ. માંને બોલાવ,
આપણે તપાસ કરાવીએ અને કયાં છે મ્હારા પ્રીયતમ ?

નંદા—એ હમણાં દરબારમાં પધારશે.

વસું—પણ તું રડે છે શું કામ ?

નંદા બા, વફાજીને માટે મ્હને આટલું લાગે છે એ મેં આજેજ જાણ્યું. આમતો હું એમને મશ્કરીમાં ઉડાવતી પણ આજે મ્હારો જીવ બહુ બળે છે એમનું શું થયું હશે ? અરે તરૂણ, પણ એમના વિના તો બહુ ગભરાઇ ગયા છે એટલે હું દોડતી દોડતી આવી.

વસું—ગભરા નહિ આપણે માંને ખબર કરીએ પણ આ માં આવ્યાં આંખો લુછી નાંખ એ સારૂં ન દેખાય.

( રાણી પ્રવેશ )

રાણી-કાં બેટા-કુશળ છો કેમ નંદા કંઇ રડી દેખાય છે ? વસુંધરા તું પણ કંઇ ઉદાસ જણાય છે?

વસું—માં, ગજબ થયો. નંદા હમણાં ઘેરથી આવી તે ખબર લાવી કે તરૂણના મકાનમાં ખાતર પડયું અને વફાજી જણાતા નથી.

રાણી—હેં ! ખાતર પડયું અને વફાજી જણાતા નથી ?

નંદા—અને તરૂણ તો ગભરાઇ ગયા છે.

રાણી-તેં દરબારને શું કામ ખબર ન કરી કયાં છે તે બોલાવ એમને જલ્દી. વફાજી જણાતા નથી એટલે શું ? વફાજીને કોઇ ઉપાડી ગયું ?

નંદા—જી, હા. મ્હને ખાત્રી છે કે આ બધો પ્રધાનનો પ્રપંચ છે.

રાણી—પ્રધાનનો તે કેવી રીતે ? પણ સબુર આ મહારાજ પધાર્યા.

નંદા-અને સાથે તરૂણ પણ આવ્યા.

( રાજા અને વિશ્વાસ પ્રવેસે છે )

રાજા-રાણી, આ તરકટનો ભેદ જણાતો નથી ! સાંભળ્યું ?

રાણી—જી હા, સાંભળ્યું બહુ અજાયબ થવા જેવું.

રાજા-પણ વઝીરજીને ઉપાડી જવામાં કોનો કયો હેતુ સફળ થાય એમ છે?

રાણી—પરોક્ષ રીતે તરૂણને દુઃખ દેવા. પણ મહારાજ આ નંદા કાંઈ ભેદ જાણતી હોય એમ લાગે છે. નંદા કહે તું કહેતી હતી તે.

નંદા—મહારાજ, આપના હુકમથી કાલે હું પ્રધાનને બોલાવવા ગઈ હતી ત્યારે પ્રધાન અને એમનાં દીકરી બે ખાનગી વાતો કરતાં હતાં. એમકે આ તરૂણ હમણાં આપના ઘણા પ્રીતી પાત્ર થઈ ગયા છે એ ભવિષ્યમાં આપણા સુખમાં અવ-રોધ થાય માટે એને જબરજસ્તી ઉપાડી લઈ જવા અને કંદર્પીની સાથે પરણાવવા.

રાજા-હં! શું કહે છે? સાચું?

નંદા-જી, હા.

રાજા—તો મુરખ છોકરી ત્હેં મ્હને શા માટે ખબર ન આપી?

નંદા—મહારાજ, આપને કહેવાની તો હિંમત ન ચાલી, પરંતુ મેં વઝીરજીને ચેતાવ્યા અને તેને પરિણામેજ તરૂણ રાજ કહે છે તેમ વઝીરજીએ એમની સાથે કપડાં બદલ્યાં અને તરૂણના બદલામાં વઝીરજી ચોરાયા.

રાજા—( વિશ્વાસ સામું જુએ છે )

વિશ્વા-મહારાજ, વઝીરજીને કાલે રમતની વાતો કરતાં એમણે શાહજાદા ભીખારીની રમત પસન્ન કરી અને મ્હારાં કપડાં એમણે પહેર્યાં અને મ્હેં એમનાં પહેર્યાં અને સુતા. સવારે ઉઠતાં ખાતર અને એની ગેરહાજરી જણાઈ.

રાણી-નક્કી, ત્યારે તો એ એ દુષ્ટનુંજ કપટ. પણ નંદા તેં સાચે સાંભળ્યું હતું ?

નંદા—મહારાજ આગળ જુઠું બોલવાની મ્હારી હીંમત ન હોય.

રાજા—ઓહો ! આ દુષ્ટ કપટમાં આટલો બધો આગળછે. ખરે ! તરૂણની પ્રત્યેક કાર્યમાં પ્રકાશીત બુદ્ધિ જોઇ એને અદેખાઇ તો ઉઠતી હતી પણ બળતા સૂર્ય જેવા મ્હારા ઉગ્ર તાપનો પણ એને ભય ન લાગ્યો એ નવાઈ ! પણ હું જોઈશ. ન્યાયને આશને બેસી અપરાધીઓનો ન્યાય ચુકાવનાર સજા કરનાર આ દુષ્ટ જાતેજ જો અપરાધી હશે તો એને યોગ્ય સજા થશે. તરૂણ તમે ધૈર્ય ધરો. હું જાઉં છું હમણાંજ તજવીજ કરૂં છું.

( રાજા જાય છે. )

નંદા—વિશ્વંભર, વિશ્વપતિ.

વસું—નંદા, આમ નિરાશ ન થા, નિશ્વાસ ન નાંખ.

નંદા—આ પણ એને કાંઇ કરેલું થતું હશે ?

વસું—ના, એતો સ્વભાવિકજ છે. મ્હારા તરૂણને કોઇ સંકટ હોત તો હું તો ખરે મરીજ જાત. પણ નંદા, એતો બાપુ હમણાં ખબર કઢાવેશે, પ્રધાનને પકડી મંગાવશે, અને વજ્રજી પણ જડશે. પછી તું એવા જડજે કે ફરી ખોવાય નહિં, કેમ નંદા બોલતી નથી, શું કરે છે ?

નંદા—પરમાત્માની સ્તુતી કરૂંછું અને સ્હાય માગું છું.

વસું—ઠીક, સાચે દુઃખમાં ઈશ્વર સિવાય કોઇ સાચો સહાયક નથી. હું ત્હારી ભકિતમાં ખલેલ કરીશ નહીં. (જાય છે.)

નંદા—વિશ્વનાથ હે કૃપાળ વંદુ ચરણ ત્હારાં,
દયા ધારી લે ઉગારી પ્રાણજીવન મ્હારા,

સકળ ભૂવન જગ તાતછો અંતરજામી વીશેષ,
હું અબળા છું રાંકડી સુણજો આ સંદેશ,
અંત રંગ વૃત્તી ગતી સર્વ પેખનારા-વિશ્વનાથ હે—
જય જય પ્રભો, અને આદ્ય શક્તિ અંબે જગન્માતા કાલીકે મ્હારા હૃદયમાં રમણ કરનારનાં ફરી દર્શન કરીશ તો એક ચંડી પાઠ કરાવીશ. અને એક નારીયેળ ચઢાવીશ અને એક વધેરીશ. ( જાય છે )



## પ્રવેશ ૬ ઠો.

સ્થળ-રાજકચેરી તમસાનગર

પાત્ર—કંદર્પીની, રાજા, પ્રધાન.

કંદર્પીની—આહ શું પ્રબળ ! અભીમાની રાજા, હવે છોડ જીવવાની આશા હું છતે મ્હારા પીતાને બંધન? શું કરૂં? રડું પડું અને કલંક કરતાં તો મરવું હજારવાર સારૂં છે. અહા ! મ્હારી જગ્યાએ પુત્ર હોત તો શું ન કરતે? ધીક્કાર છે મ્હારા જીવતરપર શરમ છે આ સૌંદર્યપર પણ નહિં, હું છોડીશ નહિ. બસ વેર.

હાય શરમ શરમ મુજને આવ્યું પીતા શીર દુઃખ જોવાય
બંધીખાને મુજ તાત ભીડાય જાણ્યાં છતાં શું હું બેશી રહેવાય

બસ જીવીને શું કરૂં મારૂં કે હું મરૂં ચીન્તાને પરહરૂં થાનારૂં થાય
માતા પીતા વળી માંગે સંતાન આફત આવે ન, લાગે જો કાસ
વ્યર્થ વહ્યું ધુળમાં રગડયું જીવી જન્મી કલંક નહિ સહેવાય હાય

---

બસ વેર લહું સમશેર ગ્રહું તક જોઈ ઘડીભર છુપી રહું
નજરે પડતાં બસ ઠાર કરૂં ધડથી શીશ છેદી છુટું જ કરૂં
મલકાય ભલે મસકાય ભલે નથી જાણતો .જ્યાં સુધી તું મુને
પણ જો રહું હું જગમાં જીવતી નહિ જંપુ ન દઉં જંપવા તુજને

યાદ રાખજે દીકરીને પરણાવવી હશે ? જોઈશ અને વસુંધરા તું પણ પરણશે તે હું જોઇશ. તેં આ કંદર્પીનીને ઓળખી નથી.

મુજ નામ છે કંદર્પીની કંદર્પ પણ પાણી ભરે
આ સર્પીણીને છેડીને શું સુખનું સ્વપનું વરે
નથી નાર હું છું મર્દ નચવું કંઈક વીરા મર્દને
તો કોણ તું મુજ આગળે ઉતારૂં ત્હારા દર્પને

( છડીદાર નેકી પોકારે છે. ) હવે જોઉં છું શું થાય છે.

( રાજા પ્રવેશ

રાજા—કોટવાલ, શી ખબર છે ?

કોટ—પ્રજાપાળ, વફાજી પ્રધાનને ત્યાંથી જડયા છે. અને મહારાજશ્રીની આજ્ઞાનુસાર પ્રધાનને બંધીવાન કરી દેવડીપર ઉભા રાખ્યા છે હુકમ હોય તો હાજર કરૂં.

રાજા—જરૂર, જલ્દીથી હાજર કર. કે અધીકારમાં ઉન્મત્ત થયેલ એ નાલાયકનો ઇનસાફ કરી મ્હારી પ્રજાને એના ક્રુર ત્રાસમાંથી છોડાવું.

કંદ—( સ્વગત ) હાં ઇન્સાફ ! ક્રોધમાં આંધળા થયેલા પક્ષપાતી રાજા ત્હને શું ખબર કે પીતાનો ઇનસાફ થતો જોવા

પહેલાં ત્હારોજ ઈનસાફ કરી નાંખવા આ પિતા લકત કદર્પીની અંહી હાજર છે.

( કોટવાળ પ્રધાનને લાવે છે )

રાજા—( પ્રધાનને જોઇ ) પ્રધાન, નહિ પ્રધાન નહિ, શઠ, પાપી, બોલ શો જવાબ છે? આ પરદેશીને ઉઠાવી જઈ હેરાન કરવામાં શો હેતુ છે? અસંતોષી, ખલ, માત્ર અદેખાઈજ કે બીજું ?

પ્રધાન—મહારાજ, આપની બુદ્ધિને કંઇ ભ્રમ થયો લાગે છે. અગર ઠગારા સન્યાશીના આ ચેલાએ આપને ખરેખરી નજરબંધી કીધી છે, નહિંતર આ એક જાત ભાતને ઠામ ઠેકાણા વિનાના ભટકતા ભમાતુના વચનપર કોણ ડાહ્યો રાજા પોતાના પ્રધાનની અવદશા કરે ?

રાજા—નરાધમ, નમ્રતાને ઠેકાણે હજી ઉદ્ધતાઇ, પૂરંધરના કોપને તું જાણતો નથી ? આ ભ્રમ છે કે પુરાવો છે આ વકીલજી ત્હારે ત્યાં બંધીવાન સ્થીતિમાં શા માટે હોવા જોઇએ, છે કાંઇ બચાવ ?

પ્રધાન—મ્હારે બચાવ કરવો નથી જીંદગીને હું તૃણવત ગણુંછું મરવાથી ડરતો નથી માત્ર એકજ અફશોષ છે કે આ ઠગને ( વિશ્વાસ ) ઠગ પૂરવાર કરવાનો વખત નથી, છતાં ઈશ્વરે આપને સત્તા આપી હોય તો ઘટે તેવો દુરૂપયોગ કરો.

રાજા—દુરૂપયોગ, રાક્ષસ, નર પીશાચ, ત્હારો શીરચ્છેદ પણ સત્તાનો દુરૂપયોગતો નજ કહેવાય છતાં ત્હારો પુરાવો હું સાંભળીશ પહેરેગીર, આ નૃશંશને બીજી આજ્ઞા થતાં સુધી કાળાગૃહમાં પૂરો.

કંદ-( જુસ્સાથી દોડી જઈને ) ખબરદાર, મદાંધ, બીજી આજ્ઞા કરવા તું જીવશેજ નહિં. લેતો જા. ( તલવારનો ઘા કરેછે સત્યવાન ચપળતાથી તરવાર છીનવી લે છે. )

રાજા—અરે! એ કોણ છે? આ દુષ્ટનીજ પુત્રી. પીતાનું રક્ષણ કરવા આવી છે.

કંદ—હા, ત્હારી જન્મોજન્મની વેરણ તારા લોહીની તરસી પીતાના રક્ષણ સાથે ત્હારૂં ભક્ષણ કરવા આવીછું,

રાજા-એમ ! તો તો, આ ભક્ષણ કરનારી આસુંડાને પણ કોટવાળ, એના બાપ સાથે કેદ કરો.

( દરવાન પ્રવેશ કરે છે. )

દર—મહારાજ સ્વામીજી પધાર્યા છે.

રાજા—કોણ ગુરૂ મહારાજ ? પ્રવેશ કરાવ.

યોગા—નારાયણ, નારાયણ.

રાજા—મહારાજ, ચરણમાં વંદન કરૂં છું આ રાણી તથા કુંવરી પણ પ્રણામ કરે છે.

યોગા—કલ્યાણ.

રાજા—( આસન આપે છે ) બીરાજો. કહો ગુરૂ આ સમયે એકાએક આગમન ?

યોગા—હેતુ પૂર્વક.

રાજા—આજ્ઞા હોય તે સેવા કરવા ત્યાર છું.

યોગા—એવું કાંઇ નથી, હમો સન્યાસીઓ પરમાર્થનો વિચાર કરતાં ફળેચ્છા રહીત પરોપકારમાં આયુર્દા વ્યતીત કરવા વાળા છીએ એટલે લગભગ અહીક સુખમાં નીરીચ્છક છીએ

રાજા કોઇ યજ્ઞાદિકની ઇચ્છા.

યોગા—રાજા, હમારા સર્વ નિષ્કામ કર્મ યજ્ઞ રૂપજ ગણાય છે. આ પ્રસંગે પણ એવાજ એક યજ્ઞમાં પ્રવૃતિ છે. રાજા ત્હારા રાજ્યના સર્વ વર્તમાન હું યોગબળથી જાણી શકું છું ત્હારો સમય કીમતી છે એટલે હું ટુંકમાંજ કહીશ. સાંભળ ઇચ્છાનુસાર વીચર—પણ ક્યાં છે તરૂણ અને તેના મીત્ર ?

વિશ્વા—પીતાજીને પ્રણામ કરૂં છું

યોગા—આયુષ્માન ભવ

વફાજી—વંદન કરૂં છું.

યોગા—સુખી ભવ ( રાજાને ) રાજા આ તરૂણનો જન્મ વૃતાંત જાણવા ત્હારી ઇચ્છા છે નહિ ?

રાજા—ઇચ્છા શું ? ગુરો આતુરતા છે.

યોગા—તો સાંભળ નીર્મળાના શુભ ત્રટપર આજથી અઢાર વર્ષ પુર્વે આ તરૂણનો એની કેવળ બાળ અવસ્થામાં મ્હને ભેટો થયો હતો તે વખતે એના કાંચન સમ દીપતા દેહપર એક રક્ષા કવચ જેવાં પદક સિવાય કંઇ નહોતું કુતુહળથી એ પદક ખોલતાં ભોજ પત્રપર જન્મ વૃતાંત મ્હને માલમ પડયું ઇશ્વરેચ્છાને વધાવી મેં એનું યોગ્ય પ્રતિપાલન કર્યું સમય આવશે એમ હું જાણુતો હતો, કે જ્યારે એની જાત ભાત સંબંધી પ્રકાશની જરૂર પડશે, આ રહ્યું તે પદક અને ભોજ પત્ર વાંચ અને તુષ્ટ થા.

રાજા—( હાથમાં લઇ વાંચે છે )

જે વિશ્વાસ મંહી વસે સકળ જગતનો શ્વાસ.
તે વિશ્વાસ મહાત્મ્યથી ચીરંજીવ વિશ્વાસ.

શુરોગઢ વિશ્વાસનો ધુરંધર ભૂપાળ
રક્ષો દેવ વિબુધ સૌ આ તેનો છે બાળ.

વક્રાજી—( સવિસ્મય.) હેં ! વિશ્વાસગઢના રાજકુમાર ! મ્હારૂં અલોપ રત્ન વિશ્વાસ ! પરમાત્મા મ્હારી સર્વે આશા ફળીભુત થઇ. મ્હને એવું લાગતુંજ હતું ગુરૂ આપનો ઘણોજ ઉપકાર. ( વક્રાજી વિશ્વાસને ભેટે છે )

રાજા—કુમાર, આપના ખરા સ્વરૂપની અજ્ઞાનતામાં આ રાજ્ય તરફથી યોગ્ય સન્માનની ખામી થઈ હોય તો દર ગુજર કરશો. તથા એ સર્વના બદલામાં હું ઘણાજ ઉમંગથી મ્હારી વસુંધરાનો હાથ આ સદ્‌ગુરૂ સંતના સાનિધ્યરૂપ ઉત્તમોત્તમ મુહુર્તમાં આજેજ ત્હમારા હાથમાં આપું છું તે સ્વિકારશો.

વિશ્વા—મહારાજ, આપના તરફથી મ્હારા સન્માન અને રક્ષણ-માં કોઇ જાતની ખામી થઇ નથી બલ્કે આપની દયાનો રૂણી છું—( યોગાનંદને ) પીતા, ધર્મ પીતા, મ્હારા સત્ય હીતેચ્છુ, શી સેવા કરૂં ?

યોગા—પ્રાણીઓનું કલ્યાણ.

રાજા—રાણી, વસુંધરાને આંહી લાવો. ( રાણી, વસુંધરા આવે છે) વસુંધરા, ત્હારા દ્રઢ સંકલ્પને આદર આપી સ્વામીજીના પક્ષપાતને અવલંબી અને આ કુમારના પ્રાક્રમથી પ્રસન્ન થઇ અતિ હર્ષથી ત્હને આ કુમાર સાથે સંલગ્નિત કરૂં છું એમને પતી માની સન્માનજે અને સેવા કરજે.

વસું—પીતાશ્રીની આજ્ઞાનું યથાર્થ પ્રતિપાલન કરીશ.

રાજા—કુમાર, સનાતન ધર્મના સપ્તપદીના ભેગાર્થને લક્ષમાં રાખી મ્હારી કુંવરીનું રક્ષણ કરવા આપ પાત્ર છો.

વિશ્વા—એ ધર્મ બંધનો હું આનંદથી સ્વીકારીશ.

વિશ્વા, વસું—( યોગાનંદને ) ગુરૂના ચરણમાં પ્રણામ કરીએ છીએ.

યોગા—દંપત્તી સુખી થાવ. દેવોના આશીર્વાદને પામો.

રાણી-પુત્રી, સૌભાગ્યવતી રહો, પુત્રવતી થાવ.

રાજા-પતિને દેવ સમાન પૂજજે

રાણી -સતીનું અનુકરણ કરજે

વસું—પીતા માતાનો બોધ સ્મરણમાં રાખીશ.

યોગા—આશ્રમ ધર્મને લક્ષમાં રાખજે પતિની માનીતી થજે.

વસું-મહારાજના આશીર્વાદને શીરપર ચઢાવું છું.

રાજા—ગુરો, આજે હું સંપુર્ણ કૃતકૃત્ય થયોછું માત્ર એક ઇચ્છા છે તે પ્રકટ કરૂં છું. કુમાર, વસુંધરા, મ્હારૂં એકનું એક સંતાન છે. એને લગ્ન મગળમાં દાનમાં આપવાનું મ્હારી પાસે શેષ કાંઇ નથી. આ મ્હારૂં રાજ્ય અને એના અંગની સમૃદ્ધિ હું અતિવ આનંદથી આજે ત્હમને આપું છું. દરબારીઓ, મ્હારા સચિવો,

દર—હમો સર્વ સંમત્ત છીએ.

કુમાર-સગુર, મહારાજ, આપે મ્હને ઘણું આપ્યું છે. એથી વિશેષ સ્વિકારવાની મ્હારી ઇચ્છા નથી. આપને માઠું લાગવાનું પ્રયોજન નથી. પરન્તુ અઢાર વર્ષના લાંબા સમય સુધી આ દેહના ખરા માંતા પિતા સંબંધી અંધકારમાં રહેલા મને તેઓ શ્રીનાં દર્શન કરી પાવન થવાની તીવ્રતમ ઇચ્છા થઇ છે. ગુરૂના અને આપના આશીર્વાદ સાથે હું આજેજ ત્યાં જવા પ્રયાણ કરીશ.

રાજા—કુમાર, ત્હમારી આ ધર્મ ઇચ્છાને હું રોકી શકતો નથી.

રાણી-પણ આજેજ ?

રાજા—રાણી, એમાં શંકા નાખવા જેવું નથી. વસુંધરા પણ એના પતી સાથેજ જશે. અને કુમાર, આપના માતા પીતાને મળવા ઓળખવાની મ્હારી અભીલાષા પણ હું

સાથે સાથેજ પુરી પાડીશ. સેન્યાધાશ, બંદોબસ્ત કરો, કુમાર આગળ પ્રયાણ કરશે—હું રાજ્યનો બંદોબસ્ત કરી નીકળીશ આ કેદીઓનો ન્યાય પણ ત્યાંજ ચૂકવાશે.

કુમાર—અતી આનંદની વાત ( યોગાનંદ તરફ ) અને પીતા મ્હારા રક્ષક પીતા આપનાં દર્શન મ્હારા જનક જનનીને કેટલો બધો આલ્હાદ આપશે.

યોગા—પુત્ર, બેટા, સીધાવો સમયપર હું ત્યાંજ હઇશ.

વફાઈ—મહારાજની આજ્ઞા સર્વથા માન્ય છે.

દરબારીઓ—આજ સુભગ સુદીન મંગળ હર્ષ અનુપમ આવતો
સર્વ જગ આલ્હાદમય સુખ સૂર્ય કીર્ણ સજાવતો
નાથ વિશ્વભર કૃપા વિશ્વાસ અવિચળ રાખતાં
દિવ્ય દેહિ વસુંધરા શુભ યોગ નીત્ય નીભાવજો.
અમર આશીષ સ્નેહ સંપત્તિ દંપત્તિ અતિ પામજો
સુદરી દેવાંગના જય સુમન સુરલિ વધાવજો.

કંચનીઓ—હમારે ઉર છાઇ ખુશાલી રંગભર
અમન ચમન મન સજન સોહાવત
દુરીજનકો દુઃખકર—હમારે ઉર.
ચાંદો કે નુરમાનો મુખડેકી શોભા
જાયેં બલહાર વારી ખુશબોકા ગોટા
ઇશ્વર આંનદ રખ્ખો દંપત્તકો ખુશ રખ્ખો
સંપત્ત સુખ સાજ રખ્ખો બાડી ગુલજાર રખ્ખો
રખ્ખો ઇંદર ઇંદ્રાણી જયસી જોડી કાયમ અમર—હમારે.

( દરબાર ખલાસ )

# પ્રવેશ ૭ મો.



સ્થળ—જંગલ

પાત્ર—કોલ્હો-તરકટી-પાછળથી વિશ્વાસ, વસુંધરા વફાજી વિગેરે.

મી. કોલા—( સ્વગત ) અરે તગદીર ! રાત અંધારીને અડદ કાળા, મ્હોરને બદલે મળ્યા લાળા. ગોળ ચોરતાં ઘડો માથે પડયો અને મકોડો ચટકયો તે જુદો હવેતે કયાં સુધી આ રાંડ ગધેડીને ભેગી લઈ ભટકું. બલા ગળે પડી, હવેતો બેતર છે કે રાંડને લટકતી મુકું કાં તો ઉંઘમાંજ પતાવી દઉં અને ભાર હળવો કરૂં. ( પ્રકાશ ) તરકટી, સાંઝ પડવા આવી છે, મરજી હોયતો આરામ લઇએ અને પરોઢીએ ચાલશું.

તરકટી—મ્હને પણ એમજ થાય છે થાક ઘણો લાગ્યો છે.( સ્વગત ) અરે પ્રભુ ! આ પાપી ભૂતને પલ્લે મ્હને કયાં નાંખી. હવેતો છોડાવ, બસ સાહસ વિના દુઃખનો અંત ન આવે. આજ રાતના ઉંઘે એટલે અહીંયાજ ખપાવી દઉં અને રસ્તો લઉં

( બન્ને સુઇ જાયછે )

( વિશ્વાસ વીગેરે પ્રવેશ કરેછે )

વિશ્વાસ—અહા! શી લીલા ! વસુંધરે, આ ઇશ્વરી રચનાતો જો. કુદરતનો બગીચો તો જો. આ આકાશનો ચંદ્ર દીપ તો જો. આ શીતળ પ્રકાશ તો જો, વાહ—

સોહે નવલ રંગ ઉછળે તરંગ

મોહે જીવ લલચાય વધે ઉર ઉમંગ—સોહે
સકળ સૃષ્ટિ તણી અનુપમ શોભા
ઠરી નીરંજન કાનન સુદીરતા
ગગન ચુમ્બિત ગીરીવર અતિ ઉન્નત
તરૂવર વન કુસુમ વહે સુગંધ—સોહે
ઝરણ અગણ અમૃત જળ ઝરતાં
કુરંગ વીહંગ ઉલ્લાસે ચરતાં
મંજુલ સંગીત રવતા દીગંત
વહે અનીલ સુખદ પ્રભુગતિ અનંત—સોહે

તરકટી—આ મુઓ અઘોરીતો ઘોરતો લાગે છે. અને મ્હને તો ઉંઘે નથી આવતી શી વેતરણ કરૂં ? ભાગી જાઉં પણ પઈસા વિના શું કરૂં ? પૈસાતો જરા વ્હીલા નથી મુકતો છતાં આજે તો જોઉં જો ઉંઘતો હોય તો થેલી લઇને પલાયનમઃ ( તરકટી કોલા પાસે જાયછે અને કપડાં ફંફોળે છે. )

કોલો—કોણ એ ? તરકટી, કેમ શું કરે છે ?

તરકટી—મ્હને ટાઢ ચઢી આવી છે તે કાંઈ ઓઢવાનું શોધું છું.

કોલો—( સ્વગત ) રાંડને હમણાં શેની ટાઢ ચઢી આવી કદાચ બ્હીક લાગતી હશે. (પ્રકાશ) અરે તરકટી, એ તો આ જંગલની હવાજ એવી છે. જરા મટ મારીને સુઇ જા. વળી સવારથી ચાલવું પડશે.

તરકટી—( સ્વગત ) મુઓ કોલો કંઇ ભોળો નથી. ચાલો હરી ઇચ્છા એના કરતાં ઉંઘીજ જાઉં. કાંઇ થાકતો ઉતરે કેટલા દહાડા જાગશે. ( સુઇ જાય છે )

વિશ્વા—( સ્વગત ) વાહ! આ ઠીક ગમ્મત છે. ઘડીક જોઉં.

કોલો—( ઉઠીને ) હું હવે ઉંઘતી લાગે છે. રાંડ દાગીના તો

અળામાને ગળામાં રાખે. પાપ કરવાનુ શું કામ છે? દાગીના કાઢી લઉં પછી રાંડને છો કોલાં કુતરાં ખાતાં.

( કોલો તરકટીના ગળામાંથી દાગીના કાઢવા માંડે છે. )

તરકટી-કોણ છે એ?

કોલો-ચુપ.

વિશ્વા—( પાસે જઇ ) અરે પામરો તમો કોણ છો બન્ને. આ શી ધાધલ છે ઉઠો આધીન થાઓ અને આગળ ચાલો વફાજી, દોડો આ ગમત છે. પકડો આ બન્નેને.

કોલો—( ગભરાઈને ) કોણ બંધીવાન કરે છે અને શા ગુના માટે?

વફાજી—( ઓળખીને ) કોણ? મી. કોલા, આ જંગલમાં શીકાર વાહરે! કોલા ત્હારી પુંક અંહી સુધી આવે છે કે? ( તરકટી તરફ ) કોણ, તરકટી?

કોલો-અને તું, વફાજી! અને કોણ છે તારો શીકાર? દુષ્ટ ખવાશ કુમારના ચોરનાર—

વફાજી-ચુપ પાપી, ઘડો ફૂટયો છે. હું ચોરનાર નથી પણ શોધનાર છું અને જેને તેં ટાળવા ઇચ્છયા હતા તે તો મ્હારી સાથે છે. કેમ તરકટી! તું પણ જાતપર ગઇ કે?

તરકટી—વફાજીભાઇ, મ્હારો કાંઇ અપરાધ નથી એ બદમાશ મ્હને ઉંઘમાં ઉઠાવી લાવ્યો છે.

વફાજી-ઠીક, ઠીક, જોશું. સીપાઈઓ પકડો અને બંધીવાન કરો આ બન્નેને.

કોલો-હેં. બસ આવી બન્યું

તરકટી—ના હજી બાકી છે.

કોલો—રાંડ ત્હને શો તેમાં આટલો સદ?

તરકટી-હવેજ ખબર પડશે તો.

કોલો-મ્હને એકલાને ?

વફાજી-ના, ગુનેગાર હશે તેને, ચાલો સીપાઇઓ આગળ થાઓ.

વિશ્વા—વફાજી, કોણ છે એ ?

વફાજી-બાપુ, આપના રાજ્યના બે નામીચા સાહુકાર એક છે ભુરા ચોર અને બીજી છે કારેલાં ચોર.

વિશ્વ.—ઠીક, ઠીક, લઇ લો બન્નેને અને ચાલો વાર થાય છે.

( જાય છે )



# પ્રવેશ ૮ મો.



સ્થળ—રાજ્ય કચેરી, વિશ્વાસગઢ

પાત્ર—રાજા, પ્રધાન

રાજા—પ્રધાન.

પ્રધાન—જી

રાજા—ધર્મ બુદ્ધિ, આજે મ્હારા વિચાર કંઇ નિશ્ચયને ધારણ કરે છે. આશાનો કંઇ ઘડો નથી આશાની લહેરમાં સમિપ આવેલ કાળ પણ દેહધારીઓ વર્તી શકતા નથી પણ બીજા વીપરીત સંસ્કારો સાથે મળેલા કેટલાએક સુભાગ્યથી હુ એ જાણું શકું છું અને મેં મ્હારો બાકીનો કાળ કેમ વ્યતીત કરવો એનો સંકલ્પ ઘડી કહાડયો છે. વિશ્વાસ, વિશ્વાસ તું મ્હારો ન થયો.

પ્રધાન—મહારાજ, આમ શું નીરાશ થાઓ છે.

રાજા—અરે ઘેલા પ્રધાન, હજી પણ તું મ્હને ધૈર્ય આપે છે. ના હવે એ વાત કર નહિ. પણ સાંભળ, દ્રોહી હો, દુષ્ટ હો, તેથી પણ ખરાબ હો પણ ધોતાળ મ્હારો ભાઇ તો ખરો કે નહિ ?

પ્રધાન—એ કેમ ના કહેવાય.

રાજા—વળી એણે જે કીધું એ તો રાજ્ય લોભ ખાતરજ ને ?

પ્રધાન—એમતો ખરૂં.

રાજા—તો હવે મ્હારી પાછળ બીજો વારસ પણ કોણ છે, શા માટે એનો લોભ પૂરો ન પાડું ?

પ્રધાન—એતો મહારાજની જેવી મરજી પણ-

રાજા—ના પણ-બણ કંઇ નહિ. જા એને બંધીખાનામાંથી મુક્ત કર અને સન્માનથી અંહી લાવ હું એને આજે રાજ્યાભીષેક કરીશ અને બીજા કેદીઓને પણ બોલાવ એજ તેનો ન્યાય પણ ચુકવશે.

પ્રધાન—મહારાજ—

રાજા—પ્રધાન, મ્હારા નિશ્ચયમાં આડા આવવાની ત્હારી બુદ્ધિ થાય છે ?

પ્રતિહાર—મહારાજ, કોઈ મહા તેજસ્વી સંન્યાસી આપને મળવા ઇચ્છા રાખે છે.

રાજા—ક્યાં છે !

પ્રતિ—દરવાજાપર.

રાજા—પ્રવેશ કરાવ.

પ્રધાન—સંતોના સમાગમ સંતાપહારક હોય છે.

( યોગાનંદ પ્રવેશ )

રાજા—( સીંહાસનપરથી ઉતરીને ) મહાત્માને વંદન કરૂં છું.

યોગા–વિજય થાવ. કલ્યાણ થાવ. આયુષ્માન હો. મન કામના ફળો.

રાજા–( સ્વગત ) શું મન કામના ફળશે ? અરે પ્રભુ. સંતોના આશીર્વાદ પણ યુગના મહાત્મ્યથી અફળ થાય છે

યોગા—રાજા, શું વિચાર કરો છો. શો નિશ્વાસ નાંખો છો.

રાજા-કંઈ નહીં સહેજ મહારાજ, આજ્ઞા કરો શી સેવા કરૂં ?

યોગા–પ્રથમ મ્હને ત્હારી ઇચ્છા જાણવા દે.

પ્રધાન–મહાત્મા, હમારા મહારાજની પ્રધાન ઇચ્છા એમના અલોપ-થયલા કુંવર રત્નના દર્શનમાં સમાયલી છે.

યોગા—સફળ થાવ.

રાજા–હું સફળ થાવ. શું સફળ થાવ? મહાનુભાવ

યોગા ત્હારી મન કામના.

[ ચોપદાર પ્રવેશ ]

ચોપ-વધાઈ, વધાઇ, મહારાજ, પૂર્વ દુર્ગનો પ્રતિહાર મારતે ઘોડે આવી જાહેર કરે છે કે, વિશ્વાસુ વફાજી યુવરાજ કુમારને શોધી આવી પહોંચ્યા છે.

રાજા-હેં હેં સામૈયું કરો. શોકાવિષ્ટ રાણીને આસ્તેથી ખબર કરો. અહો સંતોનો આ પ્રભાવ આશીર્વાદનું આવું શીઘ્ર ફળ. મહાત્મા—

યોગા–રાજા એ ત્હારા વિશ્વાસનું ફળ છે. ત્હારો કુમાર મ્હારે હાથે રક્ષાયો પળાયો છે.

રાજા–ઓહો ! શું આભાર માનું ?

ચોપ–મહારાજ, સામૈયાની રાહ ન જોતાં કુમાર શ્રી નગ્રમાં આવી પહોંચ્યા છે અને દરવાજા સમીપ છે.

રાજા—પ્રવેશ કરાવ.

વફાજી-ધુરંધર મહારાજની જય. ઘણું જીવો રાજકુમાર વિશ્વાસ.

રાજા—કોણ મ્હારૂ અલોપ રત્ન. મ્હારો કુમાર વિશ્વાસ ( રાજા ભેટે છે વફાજી રાજાને ઘુટણ પડી નમે છે. રાજા ઉઠાડી ભેટે છે. )

વફાજી—હા, એ આપના કુમાર આપનું અલોપરત્ન અને હું આપનો અપરાધી. ( રડી પડે છે )

રાજા—ના વફાજી, ( હાથ પકડી ઉઠાડે છે, તું મ્હારો સાચો વફાજી અવગુણપર ગુણ, અપકારપર ઉપકાર, સ્વામીના સુખે સુખી અને દુઃખે દુઃખી (રાજા ભેટે છે રાણી પ્રવેશ)

રાણી—મ્હારો ખોવાયલો હીરો, મ્હારૂં અદ્રષ્ય મણી મ્હારૂં જતું રહેલું જવાહીર. ( વિશ્વાસ પગે પડે છે )

રાજા—હા એ ત્હારૂં સર્વ. કુમાર, હમે રડી રડી દીવસ વીતાડયા છે પુત્ર, આ પ્રધાનને.

રાણી—આ આપણો વિશ્વાસ.

સ્વામી—હા, એ ત્હમારા વિશ્વાસનું ફળ.

વિશ્વાસ—કોણ સ્વામીજી, મ્હારા ધર્મ પીતા, આપનું આગમન થઇ ગયું છે ( રાજાને ) પીતા, આ મ્હારા પાલક પીતા મ્હને ઉદ્ધારી મ્હારા સત્ય પીતાનો દર્શનભાગી કરનાર.

રાજા—અને મ્હારો પણ ઉદ્ધાર કરનાર.

રાણી—કુમાર, આ સાથે કોણ? ( વિશ્વાસ નીચું જુએ છે )

સ્વામી—ભગવતી, આપના વિશ્વાસની સીદ્ધી શ્રદ્ધા.

વફાજી—માતુશ્રી, એ આપનાં વધુ—તમસાના પુરંધરના રાજકુમારી વસુંધરા. (રાણી ઓવારણાં લે છે વસુંધરા પગે પડે છે).

રાજા—વફાજી, સત્ય ભકિતથી ત્હેં ત્હારા સાથાનું તોહોમત દુર કીધું છે અને મ્હને ભાગ્યશાળી કીધો છે. પણ હવે આ મંડળનું ઓળખાણ કરાવ.

વક્રાજી–( આંગળીથી ) મહારાજ, આ પરોપકારી મહાત્માના રક્ષણથી ઉધરી સ્વપ્રાક્રમથી મોહિત કરી સદ્ગુણોથી આકર્ષી અર્ધાંગના તરીકે આપના પુત્રએ પ્રાપ્ત કરેલ રાજકુમારી વસુંધરાનું આ સર્વ પરિજન મંડલ છે.

પ્રતિહાર—ઘણી ખમા પુરંધર મહારાજકી જય. (તમસાના રાજા આવે છે. બધાં મળે છે)

વક્રાજી—એ આપશ્રીના રાજ્યના નામાંકિત અધિકારી મી. કોલ્હાને આગળ કરતું ધુનેગારોનું મંડલ છે.

રાજા–મી. કોલ્હાતો કુમારના પરીશોધ માટે ગયા હતા.

વક્રાજી–કદાચ વીપરીત–પણ સત્ય સૂર્ય લાંબો કાળ ઢંકાતો નથી.

રાજા–પ્રધાન, મ્હારા નિશ્ચયને ઈશ્વર કૃપાથી જુદે રૂપે અમલમાં મુકું છું. યોગ નિષ્ટ મહાત્મા, આપની આજ્ઞાથી આપના સાનિધ્યને વિઘ્ન વિડારનાર માની મ્હારા શીરનો ભાર લાયક થયેલા કુમારને સોપું છું. પ્રધાન, સર્વ ધુનેગારોને પણ સાથેજ લાવ. કુમારજ ન્યાયાસનને શોભાવશે અને ઈચ્છાનુસાર ન્યાય કરશે. હું હવેથી નીશ્ચિન્ત છું. ઈશ્વરે આપેલી તકને ગુમાવી પશ્ચાતાપ વ્હોરતો નથી. પરન્તુ મ્હારી અવશેષ જીંદગી તે પરમ પ્રતાપી પીતાના ભજનમાં નિર્ગમન કરીશ. કુમાર, આ ત્હારો ભાર સંભાળી લે, આ રાજ્ય મુકુટ અને આ રાજ્યદંડ. ( તાસાં વાગે છે )

વિશ્વા—તાજ ( પહેરતાં ) પીતા માતાને વંદન કરૂં છું મહાત્મા શ્રીની સેવામાં તન, મન અર્પણ કરૂં છું.

સર્વે–આયુષ્માન ભવ. વિજયી ભવ.

રાજા—પ્રધાન, મ્હારા વિશ્વાસનો ગેર ઉપયોગ કરનાર સત્યનીષ્ટ સનાતા પ્રપંચી દ્રોહીઓને લાવ.

વિશ્વા—પિતાજી, અવિનયની ક્ષમા. ન્યાય આપે મ્હારા હાથમાં

સોંપ્યો છે અને પ્રથમજ પ્રાપ્ત થયલાં આપનાં પુજ્ય દર્શનને મંગળ દિવસે અપરાધીઓને સજા કરી મ્હારો આનંદ કલુષિત હું કરીશ નહિ આજે તો સર્વથા સર્વને બોધ શીક્ષા આપી મુકતજ કરીશ.

રાજા—જેવી ત્હારી ઈચ્છા

પ્રધાન—મહારાજ કુમાર મીઠું બોલે છે.

રાજા—મને હર્ષ થાય છે.

પ્રધાન—પ્રતિહાર કેદીઓને સન્મુખ કર. ( કેદીઓ આવે છે. )

ધોતાળ—હાય હાય કર્મ ફળ્યાં

કોલો—વાવ્યાં તેવાં સ્હેજ લણ્યાં

શંખ—મ્હારાએ ભોગ મળ્યા

તરકટી—ભુંડા ભેગા રૂડા રડયા

બગલી—તું રાંડ રૂડી કુભારજા કુડી

તરકટી—પાતરની પુડી તે વાળી મ્હોકાણુ

શંખ—હાથનાં કર્યાં હૈયે વાગ્યાં લાગ્યાં કેવાં ગેબી બાણું

( સીપાઇ ધક્કો મારે છે. )

ધરમરાય ધક્કો ભારે

સીપાઇ—મુજી હવે શું પોકારે

કોલો—હાય સેન્યાધીશ એમ થવાય

ધોતાળ—હાય દીવાનગીરી એમ લેવાય

બગલી—હાય બાપુ ભલે રાજા કહેવાય

તરકટી—હાય લખેશરી લાડીજી થાય

લડુ—લાડીજીના લાડમાં બન્યા લડુ પડયા ખાડમાં

નીચે માથું ઉંચા ટાંગ ફસાય

કોલો—લડુ મીયાં લાલ ઘોડું

તરકટી—કોલા ત્હારૂં કાળું મોડું

શંખ—ખીશુ તું રાંડ રોહું
ધોતાળ-ગધ્ધા ત્હારૂં ટટ્ટુ ખોડું
ખલરાય-કાણા કુંભારનો આંધળો વેરી
કંદર્પીની નસીબે કેવી અવળી વેરી
લટ્ટુ-રાંડના વાહ્યા કાશી ગીયા
તરકટી-ગધ્ધા ખેતમાં ડુબી મુઆ
બગલી બોડી ત્હારૂં માથું બોડાવું
કોલો-નકટા ત્હારૂં નાક કપાવું
શંખ-કોલા ત્હને લ્હાય લેવાડું
બગલી-બાંગા ત્હારૂં તેલ પીલાવું
સીપાઈ-રાઈનાં રાતે વહ્યાં-હાય હાય
વિશ્વા-પ્રધાન, તપસીલ કહો.

પ્રધાન-મહારાજ, આ પહેલા નંબરનો અપરાધી રાજ્ય લોભથી ઉત્તેજીત થઇ મહા ઘોર કાળાં કૃત્ય કરનાર આપના અદ્રશ્ય થવામાં કારણભૂત અને વૃદ્ધ મહારાજનું હનન કરવાની કોશીષ કરનાર આપના પીતૃવ્ય. એ શીરોવધથી કોઇ ઓછી શીક્ષાને પાત્ર નથી.

દરબારી-ઓછી શીક્ષાને પાત્ર નથી.

વિશ્વા-નહિ, મ્હારા પ્રીય પીતૃવ્યનો વધ કરવાની કોઇ દીવસ ઇચ્છા કરીશ નહિ. હું ઉપકાર માનુંછું કે એનાથીજ મ્હને સ્વામીના યોગ થયો છે અને તેનાથી હું આ સર્વ શીખ્યો છું. આ માયીક સંસારમાં અજ્ઞાન મનુષ્યો લોભને વશ થાય એ સ્વભાવીક છે અને એ બુભુક્ષીત લોભને સંતુષ્ટ કરવા સારા માઠાં કાર્યોનો ઉપયોગ થાય એમાં પણ કોઇ નવાઇ નથી. આ મંગલ પ્રસંગે હું એમને બંધનથી મુકત કરૂં છું અને એમની જાગીર પાછી એમને સુપ્રત કરૂં છું. પીતૃવ્ય ?

ધેતાળ-પીતૃવ્ય ન કહે. દક્ષ કુમાર! હમારા કુલદીપક મ્હને પીતૃવ્ય ન કહે. પરંતુ ત્હારા પીતાનો દ્રોહી કુલાંગાર કહે. સંસારને બાહ્ય દ્રષ્ટીથી અવલોકી જે ભૂલો હું કરવા પામ્યો છું તે ત્હારી ઉદારતાથી ઉગરેલા જીવ પાસે ફરીથી કરાવવા માંગતો નથી. મ્હારી અભીરૂચી સંસારપરથી ઉઠી ગઇ છે. આ મહાત્માના તેજોમય દર્શનથી પરમાર્થની અભિલાષા થઇ છે. અવશેષ આયુ ઇશ્વર ભજનમાં વ્યતિત કરવા ઉમંગી છું અને આજ પળે આ સંસારનો ત્યાગ કરૂં છું.

વિશ્વા-કાકા! કાકા!

ધેતાળ-નહિ, મ્હારા પાપનું પ્રાયશ્ચિત હુંજ કરીશ. આ દુનિયાને ફરીથી દેખાડવા જેવું મ્હારૂં મ્હોં રહ્યું નથી છતાં આ મંગલ પ્રસંગે આ મ્હારી જાગીર મ્હારી કુળવધુને દાનમાં લખી આપુંછું અને સર્વને છેલા નમસ્કાર કરૂં છું કુમાર કુશલ રહો.

વિશ્વા-હરી ઇચ્છા! પ્રધાન! બીજા ગુનેહગાર?

પ્રધાન-આ બીજા નંબરનો અપરાધી આપના નવા વૈરાગી કાકાના પ્રત્યેક કુકૃત્યોમાં માત્ર કામનાથી ઉત્તેજીત થઇ મદદ કરનાર મૂર્ખ શંખભારથી આ દરબારના એક સરદાર એ દેશનીકાલની સજાને પાત્ર છે.

વિશ્વા-આ રાજ્યના સરદાર? એમને પણ આ આનંદમાં ભાગ લેવા દો. શંખભારથી ત્હમને છુટા કરૂં છું ત્હમારી મૂર્ખાઈનો ત્હમને અનુભવ થયો હશે. પશ્ચાતાપ કરી ડાહ્યા થવા પ્રયત્ન કરજો.

શંખ-મહારાજ, કેદના કષ્ટે મ્હને ક્યારથી ડાહ્યો કરી દીધો છે. આપનો ઉપકાર માનું છું.

પ્રધાન—આ ત્રીજા નંબરના અપરાધી આ રાજ્યના એક ઉચ્ચાધીકારી અનેક કપટજાળોના પ્રવર્તાવનાર અને ઘોતાળના પ્રત્યેક કાર્યમાં સહાયકાર, અનેક કાવતરાનો રચનાર એ જન્મ કેદની સજાને પાત્ર છે.

વિશ્વા—એને પણ બંધન મુકત કરો. મી. કોલ્હા, ત્યાં ઉભા રહો ત્હમને હું પછી નીર્ણય આપું છું.

પ્રધાન—આ કામાંધ વિષયની લ્હાયથી કપટનો ભોગ થઈ પડેલ આ રાજ્યનો શાહુકાર છે. એને જન સમાજ ઉપર નીતીની છાપ બેસાડવા માટે દંડની સજા થવી જોઇએ.

વિશ્વા—મી લટ્ટુ, પરસ્ત્રીઓનો સંબંધ કેટલો બધો સંતાપકારક છે અને વિષય વાંછના કેટલી બધી દુઃખદ છે એ અનુભવ્યું હશે ? એનો ત્યાગ કરી સાહુકાર નામને શોભાવજો. જાઓ.

પ્રધાન—આ ચોથા નંબરના ગુનેહગાર ઉપર ખુદ મહારાજના ઉપર ઇર્ષા અને વૈરથી ઉશ્કેરાઇ ઇચ્છા પૂર્વક મનુષ્યહરણ કરવાનો આરોપ છે જે માટે કાળા પાણીની સજા નીર્ણીત છે.

વિશ્વાસ—બલરાય, નીચ કૃત્યો અંતમાં, પણ પરાજીતજ થાય છે. હું ત્હમને છુટા કરૂં છું. ત્હમારી જીંદગી બક્ષું છું કોઇ સારો માર્ગ સાધજો.

પ્રધાન—બાકીના અપરાધીઓમાં સ્ત્રી વર્ગ છે તેમાં આ રાજ્યની નોકર મીસ. બગલી અનેક કુડ, કપટ અને ધુર્તતાની ભરેલી મી. કોલ્હા અને ઘોતાળની સહાયકારક, પ્રપંચ વિદ્યામાં નીપુણ, મી. લટ્ટુનો પૈસો ખાઈ જવાની ધાનતથી ખોટું ખત લખાવી લઇ તેને રામશરણ કરવાની કોશેષ કરનાર અબળા હોવાથી માત્ર નાક કાન કાપી દેશનીકાલ કરવાને યોગ્ય.

વિશ્વા–કુટીલ સ્ત્રી, ત્હારો ઘુનો ભયંકર છે છતાં અબળા છે, તને શીક્ષા કરી મ્હારા રાજ્યપદના પ્રારંભને અમંગળ કરવા માંગતો નથી. સર્વથા ત્હારો અપરાધ મી. કોલ્હાના અપરાધને મળતો છે, બાળકુંવારાનું અભિમાન રાખવા છતાં અનેક નીચ વૃત્તિઓમાં દોરવાઇ રાજ્યના અનેક મનુષ્યોને પ્રપંચી કરનાર, ત્હમો બન્નેને યોગ્ય સજા કરવા એકજ માર્ગ છે કે જુદે જુદે સ્થાને ત્હમારા વસવાથી બે સ્થળ બગડે એમ છે માટે ત્હમારો સંબંધ કરાવી આપવો ઠીક છે, કોલા બગલીનું જોડું અયુક્ત ગણાશે નહિ. મી. કોલ્હા, રાજ્ય સત્તા ત્હમને આ મીસ. બગલીને ત્હમારી સ્ત્રી તરીકે સોંપે છે. બગલી, હવે ઝાઝો વખત બાળકુંવારા રહી અસંખ્ય મચ્છો મારવાની જરૂર નથી ત્હમારો સમય વિચારી શ્યાણા થઈ ત્રણ માસની મુદતમાં આ હદ છોડી જજો.

પ્રધાન–આ ખળરાયની દીકરી કંદર્પીની પોતાના દર્પમાં કોઈને ન ગણી રાજ્ય સત્તાનું અપમાન કરી પોતાના પિતાના નીચ કૃત્યમાં મદદ કરનાર ઉપરની સજાનેજ પાત્ર છે.

વિશ્વા–કંદર્પીની ત્હારા દર્પનું ખંડન થયું કે નહિ?

કંદ–મ્હારા દર્પનું ખંડન કરવા કોઇ સમર્થ નથી. હું ડરકુ નથી પ્રાણ એકજ વખત જાય છે હું બેપરવા છું. કોઈ રાજ્ય આશન કે સત્તા મ્હને અને મ્હારા દર્પને ડબાવી શકે એમ નથી માટે જે સજા ફરમાવવી હોય તે ભોગવવા હું તૈયાર છું.

વિશ્વા–છતાં ત્હને યોગ્ય માર્ગે ચઢાવવા ગૃહસ્થાશ્રમજ ઠીક છે. તું સ્વરૂપવાન છે. વળી પ્રધાનની દીકરી છો. એટલે વિદ્યા કળા નીપુણ પણ છો સત્ય નીક્ષા શીખ અને આ સત્યવાનની અર્ધાંગના બન એ સર્વ રીતે યોગ્ય છે.

કંદ— સ્વગત ) એ સીવાય માર્ગજ નથી. ( પ્રકાશ ) ઠીક.

વિશ્વા-( સત્યવાન તરફ ) સરદાર ત્હમારી સેવાના બદલામાં આ ઇનામ છે તો કહોરૂં પણ યુકિતથી વાપરશો તો કદાચ શ્રેષ્ટ સુખનું સાધન થશે. ( કંદર્પીની તરફ ) કંદર્પીની, આ સત્યમાં તારો દર્પ સાધ. સુખી થશે. કેમ પ્રધાન, હવે કોઈ અપરાધી બાકી ?

પ્રધાન નાજી.

શંખ-મહારાજ, ગુન્હાની માફી પણ અન્યાય થાય છે. એક અપરાધી રહી જાય છે. મોટા ગુનેહગારોને ઇનામ મળે છે અને ન્હાના માર્યા જાય છે.

વિશ્વા-સવીસ્તર સમજાવો.

શંખ-મહારાજ, આ મી. કોલ્હાને મીસ. બગલી મળી કંદર્પીનેને સત્યવાન મળ્યા. હું કેવો અભાગીઓ કે આ પેલી ઠાવકી દેખાતી તરકટની ભેદુ તરકટીએ અનેક તર્કટો કરી મ્હને ભોળવ્યો છતાં એને કોઈ સજાએ નથી કરતું ને મ્હને કોઈ ઇનામએ નથી આપતું. આ અન્યાય નહિ તો બીજું શું ? ઉઘાડો અન્યાય !

વિશ્વા-કેમ તરકટી શું જવાબ આપે છે ?

તરકટી—મહારાજ, પ્રસંગોપાત ભેદ જાણવા એના સાથે મ્હારે તરકટ કરવાં પડયાં છે તેની હું ના પાડી. શકતી નથી, પરંતુ મ્હેં એને મન દીધા કરતાં આપના કાકાએ એને મ્હારાં લગ્ન કરી આપવાના આપેલા વચનથી એ કદાચ મ્હારી આશા રાખી બેઠા હોય તો, એમાં હું અપરાધી નથી.

વિશ્વા-પણ એમ હતું ખરૂંને, તો મ્હારા કાકાનું આપેલું વચન સાચ્યા થવું ન જોઈએ. વળી તું આ શંખભારથીને રીઝાવી કોઈ રસભારતી કરી શકશે એમ ધારીને ત્હને આ

શંખભારથીને સોંપવામાં આવે છે. પ્રસન્ન થઇને રહેજે.

તરકટી–મહારાજની જેવી આજ્ઞા.

શંખ–હાશ ! આજે આશા ફળીને મ્હારી મનમાનતી આ થનથનાટ કરી રહેલી મધુરી તરકટી મ્હને મળી

વિશ્વા–પ્રધાન, હવે કોઇ બાકી ?

પ્રધાન–રાજનીતી કહે છે કે અપરાધીઓને જેમ સાસન આપવું યોગ્ય છે, તેમ પ્રમાણીકોને ઉત્તેજન આપવું યોગ્ય છે.

રાજા–જરૂર. મ્હારા સાચા સ્વામી ભકત અંતરથી વફાદાર વફાજીને આ વખત ભૂલવો ન જોઇએ.

વસું–અને મહારાજ મ્હારી આ વિશ્વાસુ નંદા પણ ભૂલાવી ન જોઇએ.

વિશ્વા–ઠીક યાદ અણાવ્યું પીતાજી, વફાજીને હું ભુલ્યો નથી. પ્રીય વસુંધરે, નંદા પણ મ્હારી સ્મૃતિમાંથી ખસી નથી એ ઉભયને પરસ્પર પ્રેમ છે એટલુંજ નહિ પણ બન્ને પરસ્પરને યોગ્ય છે હું અત્યંત ખુશીથી મ્હારે હાથે મ્હારા એ વિશ્વાસુ જનોને જોડી આપું છું. નંદા, અહીં આવ. વફાજી, ત્હમારી આ પ્રેમીલી નંદાને ત્હમે પત્નિ તરીકે સ્વીકારો. ત્હમારા નિર્વાહને માટે પ્રધાનજી, ટીટોલી ગામની જાગીર લખી આપવાની નોંધ રાખજો.

વસું–મ્હારી વિશ્વાસુ સખીને મ્હને હાલ મળેલા દાનમાંથી હું પણ ચોથો ભાગ લખી આપું છું.

વિશ્વા–પીતાશ્રી, ન્યાયનું કામ સમાપ્ત થયું છે. આજ્ઞા હોય તો દરબાર વીસર્જન થાય.

રાજા–કુમાર, ધીરજ ધરો, એક ઘણું અગત્યનું કામ મ્હારે બાકી રહ્યું છે.

વિશ્વા–તે શું ?

રાજા–કુમાર, મ્હારી અવસ્થા થવા આવી છે. ત્હને આજે રાજ્યા-

સન આપી હું કૃતાર્થ પણ થયો છું આ સંત મહાત્માના દર્શનથી અને ત્હારા સંયોગથી મ્હને ઘણી શાન્તિ થઇ છે મ્હારા અત્યંત વિશ્વાસ છતાં સંસારને વીપરીતતાએ મ્હારા હૃદયને સંસારની વિચીત્રતાએ વિચીત્રસાત કરાવ્યુ છે. મ્હને હવે સંસારવાસના રહી નથી પરંતુ ઈશ્વર પરાયણ થઈ તત્વજ્ઞાનમાં કાળક્ષેપ કરવાની તીવ્ર ઇચ્છા પ્રવૃત થઇ છે. હું આ મહાત્માને સદ્‌ગુરૂ કરીશ અને સ્મશાન વૈરાગ્ય જેવું ન થાય માટે આજેજ સર્વેને આનંદમાં જોઈ ત્યાગ કરીશ. મહાત્માશ્રી, આપના ઉપદેશની યાચના કરૂં છું.

વિશ્વા—પીતાજી! પીતાજી!

યોગા—વિશ્વાસ કુમાર, ત્હારા પીતાનું કહેવું સર્વથા ઉચીત છે, સ્તુત્ય છે. મનુષ્યે વર્ણાશ્રમ ધર્મમાં બતાવ્યા પ્રમાણે આયુર્દાના ચાર ભાગ કરી ચતુર્થ ભાગ ચતુર્થાશ્રમમાં ગાળવો જોઈએ. એથીજ દેહનું સાર્થક થાય છે અને ઉત્તરોતર ઉન્નતીને પમાય છે. બેટા, પ્રારબ્ધના પવને ત્હને બાલ્યાવસ્થામાંથી સ્થાન ભ્રષ્ટ કરી સંસારની અનેક વિચિત્રતાનું દીગ્‌દર્શન કરાવ્યું છે. એ સસ્કારને ત્હારા હૃદયમાંથી ભૂસાવી દઈશ નહિ. રાજ્યને અંગે રાજ્ય નિતીનું યથાર્થ પાલન થવું જોઇએ. વૈભવમાં પ્રસન્ન થઇ કર્તવ્ય તરફ દુર્લક્ષ્ય ન રાખવું પૂર્વના અનેક તપ સંચીતોથી મનુષ્ય રાજ્યપદ પામી વીષ્ણુના અંશ તરીકે જગતમાં પૂજાય છે પ્રજા તરફ એટલા માટે વીષ્ણુના જેવી પાલક દ્રષ્ટી રાખવી છતાં ધર્મ એજ ઉન્નતીનું મૂળ છે એમ સમજે એની સંસ્થાપના કરવા અધર્મીઓનો ઉચ્છેદ કરવો આવશ્યક છે. આ કોલ્હા બગલીના જેવા કુડ કપટી દાંભીકોની જાળમાં મુર્ખાઇથી ફસેલા નીર્દોષો કેવળ માર્યા ન જાય તે માટે લક્ષ્ય રાખવું વળી શંખભારથી જેવા મુરખો

રાજ્યમાં વધે નહિ તે માટે વિદ્વાને ઉત્તજન આપવું. અત્યંત વિશ્વાસનું આવતું કડવું પરિણામ ત્હું ત્હારા પોતાના ચરિત્ર ઉપરથી જોઇ શકશે. લ્હુ જેવા પરસ્ત્રી લંપટો દેશમાંથી હાંકી કાઢવા લાયક છે કારણ વ્યભીચારની વૃદ્ધી થતાં કુળ મર્યાદાનો લોપ થાય છે વળી એથી ઉત્પન્ન થતી પ્રજા કોઇપણ પરમાર્થીક કાર્ય શાધી શકતી નથી તેમજ કુલ સ્ત્રીઓ મર્યાદામાં રહે ને અસતીત્વને પ્રાપ્ત ન થાય તે માટે યોગ્ય અંકુશ રાખવો અને સ્વતંત્ર થવા દેવી નહિ. વળી રાજાએ એટલે પ્રભુતાને પામેલા પ્રત્યેક મ્હોટા કહેવાતા માણસે પોતાનું આચરણ શુદ્ધ રાખવું કે જેથી નાનાઓ તેનું અનુકરણ કરતાં અણહીત કે અવગતીને ન સાધે. રાજ્યના અંગે લક્ષ્મીના સંચયની આવશ્યકતા છે. લક્ષ્મીનો દુરોપયોગ કરવો નહિ. પ્રત્યેક કર્મને યજ્ઞ રૂપ માની નિષ્કામ થવું. માયાના પ્રેરેલા કામ ક્રોધાદિક ષડ રીપુથી હમેશાં બ્હીતા રહેવું, ન્યાય એટલે જેને જે યોગ્ય હોય તેને તે આપવું. તે માટે સાવધાન રહેવું. રાજ્યસ્થાન એ કાવાદાવા અને પ્રપંચનું અધિમુખ છે માટે, નિરંતર જાગૃત રહેવું. પ્રપંચીઓ દગલબાજો હમેશાં મીઠાબોલા હોય છે અને નિરર્થક સ્તુતીને ખુશામત કરનારા હોય છે તે લક્ષમાં રાખવું. દુર્જનને સજ્જનનો ભેદ ભાળતા શીખવવું. કાચા કાનના થવું નહિ. પક્ષપાત રહીત થવાને રાગદ્વેશને છોડવા. પ્રત્યેક કર્મ ઇશ્વરને સમર્પણ કરવું. આપણી સત્તા તે મહાન પ્રભુની સત્તાને વશ વરતે છે, એમ માનવું. અહંકાર સેવવો નહિ. સુખમાં ફુલાવું નહિ, દુઃખમાં ડુબાવું નહિ, અધીકારી વર્ગ સત્તાના મદમાં ઉન્મત થઇ પ્રજાને રીબે નહિ તે માટે કાળજી રાખવી અને એ માટે પ્રત્યેક અધીકારીઓની થોડે થોડે સમયે ખાતાવાર તપાસ લેવી. રાજ્ય નિતીના સામ, દામ, દંડ

અને ભેદ એ ચાર પ્રકાર અને પુરૂષાર્થના ધર્મ, અર્થ, કામને મોક્ષ એ ચાર સાધન હમેશાં વિચારવા. કુમાર તું મ્હારે હાથે ઉછર્યો છે કેવળ સાધુ વૃતીથી ત્હને જોઇતા સદ્‌ગુણ સંસ્કારીત કરવા મ્હેં પ્રયત્ન કર્યો છે તું મ્હને પ્રીય છે. મ્હારા ઉપદેશને માન્ય કરજે. કલ્યાણ થાઓ દીર્ઘાયુષી થાવો. લોક પ્રીય થાવો અને વિજયી થાવો

વિશ્વા—( પગે પડે છે ) મ્હારાજ આપનો ઉપદેશ મસ્તકે ચડાવું છું.

સર્વે—જય જય જગ કારક અમર વિનાયક હરી સુખદાયક રામ
છો અચલ અનંત અગોચર વિઠ્ઠલ ભુત પતી સુખ ધામ

યોગા-તજી મોહ લોભ મદ મત્સર માનવ ક્રોધ કપટ ને કામ
સમજી સંસારે સકળ સાર ભજી લો ભુધર વિશ્રામ

ધોતાળ—શું દળદર ધોતાળે કહાડયું લોભ પાપનું ઠામ
કોલો—કુડ કપટ ચપટ કોલાને પૂછો કાંઈ ન આવે કામ
બગલી—આ બગલીનો બુડયો બેડો સૌ ખોટો દંભ દમામ
લટ્ટુ—લંપટ લટ્ટુ લલના લટકે લલચાઈ થયો બદનામ
શંખ-આ શંખભારથી શંખ વગાડે પર બુદ્ધિ પરિણામ
તરકટી-આ તરકટી તરકટ રમવા જતાં બની ગઇ બે કામ
ખલરાય—છે ખલના ખેલ બધા ખોટા ખલરાય ગાય સુદ દામ
કંદર્પીની—વળી દર્પ ગળ્યો કંદર્પીની કેરો ખોટો રંગ તમામ.
નંદા—પણ અંતે નક્કો વફામાં દીઠો જુઓ વફા સુજ શ્યામ
વફાજી—આ બહુ લખાણી નંદા પણ કે સતનો બેલી શ્રી રામ
સર્વે—ઇન્દીરા ધુરંધર તાર્યા શ્રધા સાચી હામ
વસુંધરા વિશ્વાસ વહી વિશ્વાસ રામનો ઠામ.
જય રામ હરી શ્યામ સુખ ધામ ગુણ ગ્રામ.



# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૮ | દેહનો | દેશનો |
| ૧૦ | ૨૨ | રાહ પછી. | ધો-ઉમેરો |
| ૧૦ | ૨૨ | પાર પછી, | બ-ઉમેરો |
| ૧૪ | ૨૫ | દુધ કે દેહીં | દુધ કે દહીં |
| ૧૭ | ૨૬ | ધમર ઘંટ, મુશળકંદ | કાઢી નાખવું |
| ૨૩ | ૨૬ | આપને | સૌ આપને |
| ૨૬ | ૧૩ | ઉસ્તાદ પછી | પાદશાહ કે ઉમેરો |
| ૨૭ | ૯ | સળી | સમી |
| ૨૭ | ૧૯ | ગુણપરગુણ | ગણપરગણ |
| ૨૮ | ૭ | પામો | લેજો |
| ૨૯ | ૧૨ | જાગૃતી | તૈયારી |
| ૨૯ | ૧૪ | તૈયાર પછી | હુકમે તામીલ હુંશીયાર ઉમેરો |
| ૨૯ | ૧૭ | હું દરવાજો | દરવાજો હું |
| ૨૯ | ૨૧ | અન્ન | દીન |
| ૨૯ | ૨૧ | દીન | અન્ન |
| ૩૨ | ૬ | વાગ્યાં | વાવ્યાં |
| ૩૪ | ૧૭ | સર્વને | સર્પને |
| ૩૪ | ૨૧ | છોડે છે પછી | ખેર ઉમેરો |
| ૩૬ | ૧૯ | વળી | કાઢી નાંખવું |
| ૩૬ | ૨૪ | અને | કાઢી નાંખવું |
| ૩૭ | ૧૮ | લોગોન્ડી | લોગોની |
| ૩૮ | ૨૫ | પરછાના | પયછાના |
| ૩૮ | ૨૬ | અહા પછી | છોટે ઉમેરો |
| ૩૯ | ૩ | ચેહી પછી | હય ઉમેરો |

| | | | |
|---|---|---|---|
| ૪૧ | ૧૨ | અદેખાઇ | અદેખા |
| ૪૫ | ૬ | એ | કાઢી નાંખો |
| ૪૫ | ૬ | સૃષ્ટિમેં પછી | ઔર ઉમેરો |
| ૪૯ | ૬ | મલ્યો પછી | હશે ઉમેરો |
| ૫૧ | ૧૨ | રમણીને | રમણી તે |
| ૫૬ | ૨૫ | મુત્તેમાન | મુર્તીમાન |
| ૫૯ | ૧૮ | ભાંગારોએ | ભીંગારોએ |
| ૬૦ | ૨૩ | નીચે | જાચે |
| ૬૧ | ૬ | સ્વરૂપ અનુપ | શ્યામ સ્વરૂપ |
| ૬૩ | ૫ | હૃદયે | હૃદય |
| ૬૫ | ૯ | કમલીની | કમલીનીની |
| ૭૪ | ૧૫ | જનની | જનુની |
| ૭૪ | ૧૫ | લજવાઇ | કુખ લજાઇ |
| ૭૪ | ૧૯ | ધરણીને | ધરણી ધારી |
| ૭૫ | ૧૧ | ભાગ્યે | સુભાગ્યે |
| ૭૮ | ૫ | ઉદ્ધસી | ઉદ્રસ્ત |
| ૭૯ | ૭ | રંગવાળી | રંગ ભાળી |
| ૭૯ | ૮ | કઇ | કદી |
| ૮૬ | ૧૬ | જ | જરા |
| ૮૭ | ૪ | હું પછી | આપું ઉમેરો |
| ૯૫ | ૧૪ | અગર | કાઢી નાખવું |
| ૯૬ | ૩ | કવિતા ઉપર | ( ૩૧ ) ઉમેરવું |
| ૯૭ | ૪ | કવિતા ઉપર | ( ૩૨ ) ઉમેરવું |
| ૯૮ | ૭ | તે | ત્યાં |
| ૯૯ | ૬ | કવિતા ઉપર | ( ૩૩ ) ઉમેરવું |
| ૧૦૧ | ૧ | કવિતા ઉપર | ( ૩૪ ) ઉમેરવું |
| ૧૦૫ | ૧૦ | કવિતા ઉપર | ( ૩૫ ) ઉમેરવું |
| ૧૦૮ | ૧૦ | કવિતા ઉપર | ( ૩૬ ) ઉમેરવું |
| ૧૧૧ | ૨૧ | કવિતા ઉપર | ( ૩૭ ) ઉમેરવું |
| ૧૧૨ | ૧૮ | કવિતા ઉપર | ( ૩૮ ) ઉમેરવું |

| | | |
|---|---|---|
| ૨૪ | કવિતા ઉપર | ( ૩૯ ) ઉમેરવું |
| ૧૧ | મ્હારો | માળો |
| ૭ | અદેખલી | અદેખવી |
| ૧૫ | કવિતા ઉપર | ( ૪૦ ) ઉમેરવું |
| ૪ | કવિતા ઉપર | ( ૪૧ ) ઉમેરવું |
| ૩ | વીણુ | વીણુ છું |
| ૨૩ | કવિતા ઉપર | ( ૪૨ ) ઉમેરવું |
| ૧૬ | કવિતા ઉપર | ( ૪૩ ) ઉમેરવું |
| ૨૫ | કાળાગહમાં | કારાગૃહમાં |
| ૮ | કવિતા ઉપર | ( ૪૪ ) ઉમેરવું |
| ૧૫ | કવિતા ઉપર | ( ૪૫ ) ઉમેરવું |
| ૨૦ | કવિતા ઉપર | ( ૪૬ ) ઉમેરવું |
| ૧૦ | જવાહીર પછી | મારું અલોપરત્ન—મ્હારા પતિનો વિશ્વાસ અચલા વસુંધરા ઉમેરવું |
| ૨૦ | શ્રદ્ધાપછી | કુલ વધુ |
| ૨૦ | વધુ | માત્ર ઘરમાં કોઈ નથી |
| ૨૬ | આપનો ઉપકાર | એટલે |
| | માનું છું | ડહાપણનો ઉપયોગ કયાં કરવો એજ સુઝતુ નથી છતાં આપનો તો ઉપ-કાર માનું છું. |
| | ડરક | ડરકુ |
| ૧૮ | આશન | શાશન |
| ૨૦ | કવિના ઉપર | ( ૪૮ ) ઉમેરવું |
| ૪ | વકી | વરી |
| ૨૪ | | |



